છીંકારે* છાકેલિ કરે તવ, હબકી સુત આધો થઇ જાય।। ૧૪
આ રીતે વીતે દુખં દહાડી, કહ્યું મેં આપ સમીપ બહુ વાર;
છળે છે છાતી મારી પ્રિય, નભશે કયમ સુતનો સંસાર!
વેવાઈ વેવાણની આગળ, વદું શાં વેણ વિશેષ પ્રકાર?
વહુએ વાત વધારી કહિને, વેર વધાર્યું છે નિર્ધાર. ૧૫

સુતા સરસ્વતી શોકસિંધુમાં, ડૂબેલી મુજને દેખાય;
ખેદ ઉંડો કે રોગ ભૂંડો છે, તેથી પેટ ભરી નવ ખાય;
મ્લાન* મુખ દિસે છે એનું, જેનું કારણ કંઇ ન કળાય;
આપું છું સુખ મનમાન્યું પણ, ઉરથી એ અદકી અકળાય. ૧૬

ત્રણ આણાં જઇ આવિ સાસરે, ત્રણ ભવનું દુખ દીઠું ત્યાંહિ;
સાસુ નણંદ શિકોતરિયોએ, પેટ પાણી પડવા દિધ નાંહિ;
સહનશીળ છે સુતા આપણી, તાપણિ દુખનીથી તપિ તેહ;
વટમાં× રહિ વદિ નવ અહિં કશુએ, પણ દુર્બળ દીઠી બહુ દેહ. ૧૭

ચર્ચા એના ઘરની સઘળી, ચારૂમતિએ લખિ હતિ અત્ર;
દેવરામની દીકરિ મોટી, જે પરણેલી છે પ્રિય તત્ર;
માસ નવથિ આણું નવ આવ્યું, કારણ એનું શું કહેવાય;
દહાડે પાડે થઈ દીકરી, શાખ તાં અહિં મન લજવાય. ૧૮

પુત્રપુત્રીની પીડે મારા પિંડ વિષે અકળામણ છેક,
વધિ છે ભભરો કયાં હું કોહુ, દેખું દુઃખ વધતું અછેક;
કરે છૂટકો કર્ત્તા જો કદિ, માનું હું મોટો આભાર;"
વદિ ગૌતમ ગેહીની એવું પછિ, વર્ષાવી દૃગથી જળધાર. ૧૯

---

* ઝાંખું-કરમાયલું. *× મર્યાદામાં, ટેકમાં.

ચોપાઈ.

વનિતાથી એહદુઃખ સાંભળી, ગૌતમરાય કહે કળકળી:
"હાથે કર્યાં હૈયે વાગિયાં, વાવ્યાં તેવાં ફળ લાગિયાં. ૨૦
આક વાવિ આંબાની આશ—રાખિશ નહિ વળગી વિશ્વાસ;
કૌચ વાવિ ફળવા કેવડો, લોભ ન રાખ અરે એવડો! ૨૧
અપુર્વયત્નસ લહાવનું બીજ—વાવી સંતતિસુખ નકીજ—
ઇચ્છિશ નહિ એ રીતે અરે, જોજે દૈવ હવે શું કરે! ૨૨
અંકુર* બીજતણાં દેખિને, બીએછ કયમ મન દુખ લેખિને?!
વૃક્ષ થશે ફળ ફળશે યદા, ભવિશ તો જોઇશ તું કદા! ૨૩
સુત વિદ્યા ભણવાપર લક્ષ—રાખે નવ યત્ન કરૂં લક્ષ;
સુતાભ્યાસ† કાચો બહુ રહ્યા, કરાવેલ જળપૂરમાં વહ્યા! ૨૪
આશે ખાવો ભસવું જેમ, પરણ્યા પછી સુધરવું તેમ;
મારે ઊનું ખાતાં મુખ, દાઝે તેનું ન ધરો દુઃખ!" ૨૫
આમ દંપતી દુખનિ વાત—કરેછે એવે મહાઉત્પાત—
થયો પોળમાં વળિયો રોળ, ઘર ઘર સૌ મન પેઠો ઘોળ. ૨૬
કુળાપીટ ઓચિંતી હવી, વાત નીપજી વિપરીત નવી;
ઓચિંતુ શુણિને આક્રંદ, માનવી મન પડિયાં ઝટ મંદ. ૨૭
ગૌતમ પાર્વતી શુણિ પોકાર, ધ્રાંસ ભર્યાં ધસિયાં ઘરબ્હાર;
નગરશેઠ કેરે આંગણે, ગજબ દેખિયો સૌ ઉર હણે. ૨૮
વિવિધ વાર્તા ચર્ચે નરનાર, જેવો જે ઉરનો ઉદ્ગાર;
એક કહે 'રડયા બહુ રામ—શું વડું વિપરીત એ કામ,' ૨૯
બીજો કહે 'દૈવનો કોપ, દૂનાકારિ આ ફૂટી તોપ!'
કહે ત્રીજો 'વ્યાપ્યો કળિ ક્રૂર, અન્યાં આવો હવો જરૂર.' ૩૦

* ફણગો. † છોકરીનો અભ્યાસ. (સુતા=અભ્યાસ.)

ચોથો કહે 'ચોરીમાં ખરે, રંડાપો રેલ્યો અહિં અરે!'
કહે પાંચમો '"દાટયા મૂકે, લખ્યા ન ચૂકે" જન શું ફુકે!' ૩૧
સલના લોચન ભરીં કહે એક, 'બગડયું ભેકરિ કેરૂં છેક;'
બીજી કહે 'બાઇ! કાળો કેર, વર્ત્તાયો વિમળશા ઘેર.' ૩૨
ત્રીજી કહે 'સખિ! આ સંસાર, કન્યા કેમ ઉતરશે પાર.'
ચોથી કહે 'વિમળાસુખ સર્વ, ધૂળ મળ્યાં પરવાર્યાં પર્વ.' ૩૩
પાંચમી કહે 'પૂર્વનાં પાપ, ઉદય થયાં જે કીધ અમાપ;'
છઠ્ઠી કહે 'છઠ્ઠીના લેખ, મટે ન એમાં નહિ મીનમેખ.' ૩૪
વૃદ્ધ એક 'પહેલા પહોરમાં, વાત શુણી સોરાસોરમાં,
વરનો પત્તો ખાતો નથી, થાકયાં માણસ મસ અહિં મથી.' ૩૫
બીજો કહે 'અરે શું કહું, ગૂમ થયો વર જાણી સહું,
ખોળ કરી ખાંતે સૌ વળ્યું, બીજો પહોર વીત્યો ના વળ્યું.' ૩૬
ત્રીજો કહે 'તંળ ઊપર થતાં, પ્રહર ત્રીજો તજવિજમાં જતાં
વરમુડદું મળિયું વાવમાં, દુષ્ટે કાર્ય કર્યું દાવમાં.' ૩૭
ચોથો કહે 'ચૂંથો શું વાત! થઇ ઘરેણાં માટે ઘાત!!
લાલચથી લાખેણો પ્રાણ લીધો કો લુચ્ચે નિર્વાણ.' ૩૮
કહે પાંચમો 'શિવ શિવ અરે! બાળા પાંચ વરસની વરે
રઃ કરિ કર આપી ગઇ રાત, ભવ બાધો ઉપજાવી અશાત*!' ૩૯
આમ લોક ચર્ચા ચાયછે, ત્રાહિ! ત્રાહિ! ત્યાં વર્તાય છે;
વિમળ શેઠ માથું કૂટતો, ઉર જેને અગ્નિ ઊઠતો... ૪૦
વિમળા વિવિધ કરેછ વિલાપ, 'પ્રગટયાં કિયા જનમનાં પાપ!'
જટિયાં વીંખે ને ભૂ પડે, ઘડ જેનું દુઃખપિ નપિ ઘડે. ૪૧

* પીડા-દુઃખ. (શાતા નહિ તે.)

વર્તમાન વર ફેરો આપ, 'હાય! હાય! આ મારા બાપ પ્રા'
કરિ પોકાર કરે કલેશનો. કહે 'સુત રાખ હિયે મેશનો!' ૪૨
રાગો સાસવાનો દુખશોર, શુણિ વર્ષે આંખે જળઘોર:
કરુણાજંગ—અશ્રુંવન રેલિયો, શોકસિંધુ સઘળે ફેલિયો. ૪૩

દોહરા.

'ફેરફેરની વાતથી કરવું કારણ માત્ર
ગમગમ્યું સંકેતમાં, મુગ્ધો શેઠ જમાત્ર.× ૪૪
વિમળશાહ વઢવાણિયો, વડો દેશ વિખ્યાત,
ગાજતું જેની અવનિમાં, ભારતમાં ભલિ ભાત. ૪૫
ધારાનો ધનવાન તે, નગરશેઠ નિર્ધાર,
હુંડી વસ્તી વન વિષે, જેની થાય સ્વીકાર. ૪૬
સંતતિ માંહિ સુતા હતી, મોંઘી એકની એક:
સાત વાંઝિયા બારની, ગણતો સુત સમ નેક. ૪૭
દશ પંચોતેરૂ§ દીકરી, દીઠી પ્રગટી દૃષ્ટ;
આનંદી એથી અતિ, ગણતો શુભ અદૃષ્ટ. ૪૮
વિમળ અને વિમળા મળી, વિવાહનો સંકેત;
લહાણી લેવા ઝટ કર્યો, આણિ સુતાપર હેત. ૪૯
'અરે! વૃદ્ધ વય આપણું; નહિ પળનો નિર્ધાર;
પુત્રીને પરણાવિને સુખ લઇએ સંસાર. ૫૦
આખાત† આથણિ-છે ધણી, ધણિ તેનો નથી કોઇ;
જમાઇ ઝટપટ મેળવી, લઇએ સુખ અહિં જોઇ. ૫૧

× શ્વસુર÷જામાતા—જમાઈ. † આડત—માત્ર જેના નામથી પણ લેવડ દેવડ ચાલે એવી શાખ. § પચાસ વર્ષે.

સુતાજમાઇનું જોડલું, રમતું જમતું ઘેર,
જોવામાં ખુશિ છે ખરી, એ સુખ મોંઘું મેર !' ૫૨

આમ અનેક વિચાર કરિ, કરી ત્વરા તે વેળ;
સાત વર્ષના વર થકી, મેળવિયો ઝટ મેળ. ૫૩

સમારંભ કીધો ઘણો, લગનતણો અતિ સાર;
મંડપ મોટો બાંધિને, રંગી રૂડાં દ્વાર. ૫૪

કોડે લખિ કંકોતરી, દેશ વિદેશ અપાર;
નોંતરિયા નૃપ લગ્નમાં, સહિત સુબા સરદાર. ૫૫
વૈશાખી પૂનમ તણું, કર્યું સુતાનું લગ્ન;
વદ પડવે હદ વળિ ગઈ, રદ થયું સુખ થઇ ભગ્ન ! ૫૬

અલંકાર અઘ લાખના, વરવપુ પરના જોઇ,
ચળ્યું ચિત કો ચાંડાળનું, પાપી નજર ભ્રષ્ટ પ્રોઇ. ૫૭

લલચાવીને લઇ ગયો, પુરથિ દૂર એકાંત;
ક્રૂર કર્મ કર્યું કારમું. નિર્દય થઇ નિર્ભ્રાંત. ૫૮
ઠૂંચો દાબ્યાને મુખે, ટોટો પીશી તર્ત,
લીધ ઘરેણું ગંઠિયે, પ્રાણ હરી એક સર્ત. ૫૯

કાન તોડિ કડિવીંટલા, કાઢી લીધા ક્રૂર;
શિશુ હણવા શઠ લોભિયે, રે શું જાણ્યું શૂર ! ૬૦
ગોટાપોટા કરિ પછી, બાંધી બાહુ વિધ બંધ,
અવડ વાવમાં નાંખિયો, કાલો વર ધરિ કંધ ! ૬૧

પડેલ પહેલા પહોરમાં, જડયોજ ત્રીજે પહોર;
શબ વરનું મળ્યું વાવથી, થયો શહેરમાં શોર. ૬૨

ઉલટી મોટી મેદની, ધસ્યાં મનુષનાં વૃંદ;*
સાસુ સસરો ઝટ ગયાં, કરતાં અતિ આક્રંદ. ૬૩
વર્ધમાન વિહ્વળ થતો, દોડ્યો દેતો દોટ,
કહેતો મુખ 'હા દીકરા ! ખસી ખવાડી ખોટ !!' ૬૪
જમાઇ ભૂંડા હાલથી, મુઓ ભાળિ એ વાર,
વિમળા ઊભેથી પડી, ન ખમાયે નિર્ધાર. ૬૫
આવી પાછી શુદ્ધિમાં, કરે રુદન અતિ ગાઢ;×
"પ્રભુ તેં પલંગ સુવાડિને, પાડ્યો ઊપર પહાડ ! ૬૬

## રાગ પરજ.

"પહાડ કીડી પર પાડ્યો રે, દોર‡ ડોઝે÷ ધરી વાઢ્યો; ટેક.

હાય દેવ આ તેં શું કીધું, દીધું અમુલ્યક રત્ન;
લીધું ઝટ ઝડપી જેમ હાથે, જાળવું શું કરિ જત્ન ! પહાડ૦ ૧
સુખડી સાત વાનીની આપી, હું ભૂખડિને સદ્ય,
કોળિયો ભરતાં માંહિ ઉડાવી, ટળવળું ભૂખે અદ્ય. પહાડ૦ ૨
ઉજળો દિવસ દર્શાવ્યો તેં હરિ, સોનાનો પ્રગટી સર;
દુખવાદળ દર્મ દોટ ચડાવી, કેમ થયો ઝટ ક્રૂર ! પહાડ૦ ૩
આશ હતી ઉરમાં અતિ મીઠી, અમર મને હો ઇશ !
ત્રાસ દઇને નિરાશ કરી ઝટ, દઇ આ દુખનું વિષ !! પહાડ૦ ૪
ગઇ કાલે ધૂર ગીત ગવાયાં, છિછ્યો અતિ આનંદ;
હાથપીઠં થાયે આજે મન સૌનાં પડિયાં મંદ. પહાડ૦ ૫

---

* ટોળાં. × પ્રભુ-ઠાંપેસ્વરે.) ‡ લગનરૂપી દોર, બીજો અર્થ વર. ÷ પરણનારી પુત્રી રૂપી ડોળ.

લાડકિ મારી લેશ ન જાણે, પરણવું તે શા માટ;
રંડાવી પળ માત્ર મહીં ઓ દેવ! શો વાળ્યો દાટ! પહાડ૦ ૬
કીધો વહાલો બનેવ કનૈયો, કોડામણો સુકુમાર;
મૂરતિયો મનગમતો તેનો, આજ વળ્યો સંહાર!. પહાડ૦ ૭
જે મુખ જોઇ મોહી મનમાં અતિ, પૂર્ણ હું પામી પ્રમોદ,
તે મુખ જોઇ રોઇ મન હું છળું, હરિ આ શો તુજ ક્રોધ! પહાડ૦ ૮
રૂપ રસિક રઢિયાળું અનુપમ, જોઇ હું તૃપ્ત ન થાઉં;
વિરૂપ ગજબ ગુજરેલું જોઇ હું, ચિતથી ચમકી જાઉં!!! પહાડ૦ ૯
હાય ઝંઝાવિ કરી ઓશિયાળી, સુતા સલૂણી સાર;
અરરેરે! કાલી ઘેલીના–મુખમાં ધરિ અંગાર!! પહાડ૦ ૧૦
સુખ દુખ છે સમતોલ જેને, એવી અજાણી બાળ,
ભવિષ્ય તેને ભડકો ઉઠાડયો, કહેવાઇ પરમ કૃપાળ! પહાડ૦ ૧૧
હાય દૈવ! દુહિતાદુખ દેખી, દેહ ટકે ક્યમ પ્રાણ!
ગોઝારી હું છું પરવારી, કાઢ સુખે મુજ વાણ!! પહાડ૦ ૧૨
વજ્રનિ છાતી સતી થઇ પણ, ફાટિ ન જૂદી થાય;
માર સુદર્શન મહેર કરી, જીવ ઝખ મારતો આ જાય! પહાડ૦ ૧૩
જમ કરતાં પણ જુલમી જનથી, જમાઇ હણાવ્યો આમ;
કાળથી ક્રૂર કરમ કર્યું જેણે, દીધો દિલમાં ડામ!! પહાડ૦ ૧૪
રઢ વાતાનો રોગોજોગો, ક્યમ મેળવિયો આમ?
વિષ અમૃતરૂપે આપી પ્રભુ, મૃતવત્ કીધ નકામ." પહાડ૦" ૫–૮૧

**દોહરા.**

શુણિ વિલાપ વિજળી તણો, દિનકર* થઇ દિલગીર,

---

* સૂર્ય.

ફીક્કો પડિ ફકીરિ ધરી, ગયો મહોદધિ† તીર। ૮૨
વસુધાને× વૈરાગ્ય બહુ, પ્રગટ્યું આજ અભંગ,
અંબર÷ ભગવું ઓઢિને, ધાર્યો જોગણીઢંગ। ૮૩
જોતો ન૦ પડે ઝમેરડે§ આ, તેથિ હિમાંશુ* આજ,
એ ઘડી મોડો ઊગિયો, દિલ ધરિ દુ:સહ દાઝ। ૮૪
મેદિની માણસ માત્રની, શિથિળ થઇ ગઇ ગાત્ર;
શોકસિંધુમાં ડૂબિયાં, મળેલ માનવ માત્ર. ૮૫
કડકા થાયે કાળજું, એવિ કથા ભરિ ક્લેશ,
અટકાવું કથિ આટલી, લાભ ન જેમાં લેશ. ૮૬
સાર ગ્રહણ કરવાં સરસ, પળવા સુખકર પંથ.
અસર બાળવિવાહનો, દાખ્યો દુખકર પંથ, ૮૭
કાળો પડદો ક્લેશની વાત ઉપર ધરિ સઘ,
મૂળ કથા કરૂં ચાલતી, શુણજો શ્રોતા અઘ. ૮૮

## ચોપાઇ.

ગોતમ કહે તરુણીને "અરે, કાળો કેર થયો આ ખરે।
કારણ એનું શું તેં કળ્યું, ફળ એ બાળલગ્નનું ફળ્યું. ૮૯

† મહાસાગર (સાયંકાળે આથમતા સૂર્ય ઉપરની આ દોહરામાં ઉત્પ્રેક્ષા કીધી છે. તેમજ એ વખતે ઘેરાં વાદળાંથી પૃથ્વી આચ્છાદિત થઇ હતી, ને ઉપર ૮૩ માં દોહરાની ઉત્પ્રેક્ષા કીધી છે પડયો હતો; એથી ચંદ્ર એ ઘડી મોડો ઊગ્યો; એ ઉપર ૮૪ મા દોહરાની ઉત્પ્રેક્ષા કીધી છે). × પૃથ્વીને. ÷ લૂગડું § ઝાકળ.
* ચંદ્ર. (હિમ–ઠંડો+અંશુ–કિરણ.)

અહો આપણાં મોટાં ભાગ્ય, પ્રગટેલી ચોરીમાં આગ
બુઝાઇ ઝટ સુકૃત કો ફળે, હતી આપણી આંસી વળે। ૯૦.

ગોળરૂં ગુણવંતાને હતું, નિપજત એમાં કંઇ પણ નવું;
પણ પણ રાખ્યું પ્રભુએ સદ્ય, વળી જાત નહિ તો દુખ હદ. ૯૧.

ભલો વિઘ્ન કાંટાથી સર્યું, તોપણ દુખ છે ભવમાં* ભર્યું;"
તેનું કારણ બાળવિવાહ, બાળે ભવ÷ બાધો દઇ દાહ. ૯૨

અનુભવ તેનો તુજ થાય છે, અલ્પમાંહિ અકળાઇ જાય છે;
હજી નિપજશે આગળ કશું, વિખ ભાવ્યા ભોજનમાં વસ્યું। ૯૩

જીવિશ ઝાઝું તો તું દષ્ટ, લાભ હાનિ દેખિશ નિજ દષ્ટ;
નહિ તો સંતતિને તો નકી, ભોગવવાનું છે તુજ થકી ॥ ૯૪

લહાવો લેવાની લાલચે, માતપિત પુલકિત થઇ મચે;
રચે લગ્ન લઘુવય બાળનાં, પણ એ પગરણ છે આળનાં." ૯૫

ગૌતમ ઓરું વાત વિવેક–કરેછ તવ આવી જન એક
કહે "ઉઠો ઝટ આણી વાર, ચાલો ચટપટ ન કરો વાર ૯૬
પદ્મનાથને નથિ પાંશરૂં, આવ્યું ઓચિંતુ ફેફરૂં;"
શુણિ આવું ગૌતમ પાર્વતી–દોડયાં ઝટ ગરવી કરિ ગતિ. ૯૭

પહોંચ્યાં વેવાઇ ઘર યદા, પોકરાણ શુણિયું ત્યાં, તદા;
જોયું તો વેવાઇનો પ્રાણ, પામેલો દીઠો નિર્વાણ. ૯૮

જે વેવાઇની હતિ મન ઓથ, દેખી તેની દુખકર લોથ,
પાર્વતી ઉછળી સે બજિયા‡ 'સુતને સુખ જરિ નવ બજિયાં†' ૯૯

* સંસારમાં. ÷ જન્મારો. ‡ જાતીએ હાથ અફાળી કૂટવું તે.
† ટક્યાં.

રડારોળ ચાલી ત્યાં રહ્યો, ક્લેશ ન જાયે મુખથી કહ્યો;
મરણવિધિ કરિ ઝટ તે ઠોર, સ્મશાન શબ લીધું કરિ શોર. ૧૦૦
દહનક્રિયા કરિ થઇ દિલગીર, આવ્યા જન તટિનીને× તીર;
સ્નાત કરી કર્મને પરખ્યો, આવ્યો ખેદ ખચિત જે ખરો. ૧૦૧
દેખતાંમાં દિન દશ ગયા, સગાં સ્નેહી તત્પર સૌ થયાં;
દિવસપાણી કરવાને કામ, નોતરિ નાત રાખવા નામ. ૧૦૨
કર્યો નાતમેળો બલિ બાત, ફરતા ફરતી કરિ ત્રણ નાત;
બહાર્ણું લાહ્યું દઇ દક્ષણા, જશ લીધો જેમાં નહિ મણા. ૧૦૩
કારજપાણી પૂરૂં થયું, પછિ સૌ સૌકેરે ઘર ગયું;
પડી તેહને જાણો પીડ, બાગ્યું જેનું ત્યાં રહિ બીડ. ૧૦૪

# અધ્યાય ૫ મો.

## સરસ્વતી ને ભદ્રાની ગોઠડી.

### ચોપાયાની દેશી.

એક દિવસ એકાંત મેડિમાં અશાંત ઉરથી આપે,
સરસ્વતી બેઠી'તી શોકે, દિલનું દુખ બહુ વ્યાપે. ૧
પ્રાણી પામ્યા વિણુની કદળી* પીળી પડિ કરમાએ,
પ્રેમપાણી પતિનું નવ મળવે, હતિ એ એહ દશાએ. ૨
દિવેલ વિણુ દીવો થઇ ઝાંખો, તેજ રહિત થઇ જાએ;
નાથસ્નેહ વિણુ દેહદીપ, એવો એનો દેખાએ. ૩
શિશિર માંહિ દવ× પડવે §કુમુદની, કૃશ થઇ જયમ વિખરાએ,
પદ્મિની એ સાસરી દુખશોષે, દગ્ધ વિવર્ણ જણાએ. ૪
ઉષ્ણ શ્વાસ અકળામણનો અરવિંદમુખી÷ ત્યાં નાંખે;
રક્ત નેત્ર આંસૂ ભીંજેલાં, નવ જરિ અહિં તહિં ઝાંખે. ૫
એકતાર દુખવિચારમાં થઇ, ભાસે થયલી ઢગલી;
જાણે પારધીજનળ પડેલી, ન હોય શું મૃદુ† મૃગલી ! ૬.
દશા આ'વીમાં દીઠી આવતાં, ભદ્રા સખીએ એને;
જન્મ થકી જળદૃગ્ધ સરીખો સ્નેહ હતો એ એને. ૭

---

* કેળ. × હિમ–ઠાર. § પોયણી ÷ કમળવદની •(અરવિંદ–કમળ.) † કોમળ.

"બે'ની કેમ છે આમ! આજ તુજ, આવી હું તુજ પાસે,
પણ નહિ પલક હલાવી પેલે, જડ પૂતળીવત્ ભાસે. ૮
બહુ ભાસે આવી તુજ મળવા, કેમ નવ મુખ મલકાવે?
દશા આવિમાં કેમ દીસે છે? આંસુ દૃગ* ઉભકાવે. ૯
હું મળતી તુજને જ્યારે તું, હર્ષપૂર ઉભરાતી;
દોટ દઈ મુજ કોટ વળગતી, ખુશિ મનમાં નવ માતી." ૧૦
સખીના સ્નેહ ભર્યા શબ્દો શુણિ, સરસ્વતી સજ થઈને
આંખ લોહિ× ઝટ આદર આપ્યો, બેઠી પાસે જઈને. ૧૧
ઉપરથી હસતું મુખ રાખી, પૂછી ખબરો પ્રીતે;
"બે'ની બહુ દહાડે તું આવી, પૂર્ણ વર્ષ એક વીતે. ૧૨
તુજ વિણ ગમતું ન હતું મુજને, એથી અધિક ઉદાસી
પ્રગટી'તી તેમાં પરણીઠા, પોળે પ્રગટ પ્રકાશી. ૧૩
વિમળશેઠની ચંદા ચટ લઈ, ચોરી ચઢિને રાંડી;
પદ્મનાથ વેવાઈ દેહ અહિં, ગયા પલકમાં છાંડી! ૧૪
ચુનનસિંહની સાત વર્ષની, દીકરિ દેવળદેનો
વર અપંગ બનિયો બળિયાથી, બળ્યો બધો ભવ એનો! ૧૫
આવા બહુ ઉત્પાતસ્મરણ, એકાંત આજ સખિ મુજને
થઈને ઉદાસ કરી બહુ શું કહું, તારવિ બેની તુજને. ૧૬
આજ મળ્યે તું મન બહુ હરખ્યું, ઉદાસિ થઈ ગઈ અળગી;
આધિ તુજ વિયોગે વહાલી, હતિ અંતરમાં વળગી. ૧૭
કહે કંથને કેમ છે બે'ની, એની વૃત્તિ એક છે ની!
જુવતીનું જોબન છે જીવન, પ્રીતિ જોઈએ જેની." ૧૮

---

* આંખે. × લૂછી નાખીને.

પ્રશ્નતણો ઉત્તર પુલકિત થઇ, સખીને બદલા આપે;
સ્વામીનું સુખ સ્મરણુ થતાં, લાલી મુખ પર શુભ વ્યાપે. ૧
"બેની ! બહુ સુખ છે સ્વામીનું, મુજને કહું શું તુજને ?
સ્નેહતણા સાગર છે નાગર, બોલાવે હસિ મુજને. ૨
નયન નેહથી ભરિયાં નરખું, હરખું મુખ જોઇ હસતું;
વિનોદ વહાલ વધારિ કરે નિત, વદન વિલાસી વિલસતું.* ૨
દુર્લભ વસ્તુ સુલભ છે મુજને, વલ્લભકેરિ કૃપાથી;
નવાઇનીx નથિ નવાઇ÷ મારે, નથિ હું ઊણિ કશાથી. ૨
વહાલી' કહિ વાલમ બોલાવે, અધિક ઉમળકો આણી;
કેલી કલ્લોલ કરી રીઝાવે, વદી અમૃતવત્ વાણી. ૨
સતાર લઇ સંગીત ગવરાવે, સ્વરે પૂરી સુખ આપે;
અથવા શીખવવા નવું મુજને, રાગ નવીન આલાપે. ૨
વય બત્રીસ વર્ષતણી મધ્યે, બત્રીશ લક્ષણ પહેલાં+
વપુમાં વર્ષથિ આગળ વધિને, આવી વસિયાં વહેલાં. ૨
સોળ કળા સંપૂર્ણ થવા હું, સોળ વરસની માંહે,
નાથ નવીન તરતીબ† કરે અતિ ટેક ધરીને સાંહે· ૨૬

જીવ એક બેનો જોડાણે, વપુ બે જોવા માત્ર;
પણ છૂટાં પડવું મુજ ન ગમે, પતિ છે પ્રેમનું પાત્ર. ૨૭
આવીશું અહિં પણ જીવ છે તહિં, શું કહું સો વિસ્તારી !
મુજ લીધે પતિવિરહતણી પણ, ગમન થશે, સખિ, મારી." ૨૮

દોહરા.

સખીમુખ, સુખશબ્દો સુણી, સરસ્વતી દુઃખઅંગાર,
ઘીકેરા ઘૃતઘટ જેમ ઢળે, અગ્નિમાં એ વાર। ૨૯
નાંખ્યો મહાનિઃશ્વાસ તવ, નયણે ભરિને નીર,
સ્તંભિત મૂર્છિત થઇ ગઇ, વાગ્યે વિરહનું તીર। ૩૦
વિષ વ્યાપ્યું હો કારમું, કે કરડ્યો વિષદંત,×
તેમ શિથિળ પડિ સુંદરી, સમીપ હોય જ્યમ અંત! ૩૧
દેખી અચાનક દુર્દશા, ભદ્રા થઈ ભયભીત;
'અકસ્માત આ શું થયું,' એમ વિચારે ચિત્ત. ૩૨
શ્વાસ ભરી ઉઠિ ઝડપથી, ભરિ લાવી જળજામ;
બોળિ મસ્તક લેઇને, છાંટ્યું ધરિને હામ. ૩૩
ખસનો પંખો ખીંજરી, દોડ્યો સુખદ સમીર+;
હોઠ ભીંજવી ભાવથી, ગળે ઉતાર્યું નીર. ૩૪
સુખદ સરભરા એકઘડી, કીધી સખીની આમ;
સગવળિ આંખ ઉઘાડિ તવ, આવી સખીને હામ. ૩૫
"આમ શું છે દુઃખ અંતરે, હો સખિ, મુજ સત્પાત્ર!
મુજ સુખ સુણતાં શાચિ ધુજ? શિથિળ, થઈ ગયાં ગાત્ર ? ૩૬

સુધિત* સમીપ ભોજનથકી-વર્ષન કરતાં વારિ,
સુધિત+ બને જ્યમ તેમ તુજ નિરખી મેં નિર્ધાર. ૩૭
ભીતર દુખ અતિ ભારિ છે, નથિ એમાં સંદેહ;
મુગ્ધા† દુગ્ધામાં પડી, દુબ્ળ દિસે તુજ દેહ. ૩૮
પંદર વર્ષનિ પદ્મની, જોબનરતમાં આજ,
દીસે છે ઉદાસ સમી, કળા વિહીન કુણ કાજ? ૩૯
બહાનાં બાહરનાં કર્યાં, દિલ દુખનાં સખિ સોય;
માનું ક્યમ ઉષ્ણોદકે,÷ આગ અચિંતી હોય? ૪૦
કીડીચટકે કોઇ દિન, ચઢે ન વિષ વપુમાંહિ;
બાવળશૂળે બરછીની, થાય બરાબરી નાહિ, ૪૧
માટે સખિ સાવધ થઇ, કથ કાળજદુખ સ્પષ્ટ;
ઘટમાં ઘૂંટી રાખતાં, ટળે ન કદિયે કષ્ટ. ૪૨
અંતરાય આ વાતનો, મુજશું હે સાહેલિ!
નથિ રાખ્યો પણ આજ તેં, હગિને દૂઠે ઠેલિ. ૪૩
આપ્તસ્નેહી॥ આગળ સદા, સુખદુખ કથવું સઘ;
જેને મેં મુજ સુખ તુજ સમીપ, કહ્યું યથાસ્થિત અઘ. ૪૪
દેવું, લેવું, ગુંજની કહેવી સુણવી વાત,
જમાડવું, જમવું છ એ, સ્નેહ ચિહ્ન ભદિ ભાત. ૪૫
આજ ચિહ્ન જુદું દિઠું, તુજમાં વહાલી બેન;
પ્રેમ નેમ ક્યમ પાલટયો, ખરે શું વળગ્યું ખેનું§! ૪૬

---

* ભૂખ્યું. + આતુર-ગભરાયલું. † જેને જુવાની ફુટતી અથવા નવી ફૂટેલી છે એવી સ્ત્રી. ÷ ઊનું પાણી. ॥ સગં. વિશ્વાસ. § અંતર-પીડા.

અંતરમાં અકળાઇને, ઉભરો ઉર રાખીશ,
સમજશે દુઃખ નહિ એથિ પણ, વધશે દુઃખ દિનનિશ. ૪૭
સ્નેહપાત્રમાં ઠાલવે, થાય ઠીક સુખ બેન;
ઉરનો ઉભરો નીકળ્યે, ચિતમાં પડશે ચેન. ૪૮
જો હું તુજ સખી સ્નેહનું અનુકૂળ હોય સત્પાત્ર;
તો ઉભરો ઠાલવ, ન લવ,* લાગી મેં સંશય માત્ર." ૪૯
સહિયરનાં શુભ વેણ તે, સરસ્વતી ધરિ ધીર,
સ્થિર થઇ ઉભરો ઠાલવે, લૂછી લોચન નીર. ૫૦

### રાગ વિવેક વણઝારાનો.

"દિલનું દુઃખ હું શું કહ્યું, સખિ મારીરે;
ભવ આ મુજ દુઃખ ભરેલ, કહું શું વિસ્તારીરે.
વૃથા જન્મ મેં અહિ ધર્યો, સખિ૦
અનુભવવા કૃત્ય કરેલ. કહું૦ ૧
પાપ ઉદે થયાં પૂર્વનાં, સખિ૦
દુઃખઘન ગગડ્યો મુજ માથ; કહું૦
બીજ ખુશ બહુ વાવિયાં, સખિ૦
ઊગ્યા વિષઅંકુર સુખઘાત. કહું૦ ૨
આશા ઉમેદની હું ભરી, સખિ૦
ત્રાસે બાળોમાં ભડકો ભગ્ય; કહું૦
સુખની અભિલાષા ઘણી, સખિ૦
સરખો નથિ રસ્તો સબ્ય.* કહું૦ ૩

મણિપર્વત મેં માનિયો, સખિ૦
પાસે જઇને પેખ્યો દવ દટ; કહું૦
અમૃતજળ જે ધારિયું, સખિ૦
પીધે પરમ હું પામી કષ્ટ. કહું૦
સુખ તુજને તે મુજ નથી, સખિ૦
ઉલટું એથી દુખ દીઠ; કહું૦
સાસરી મારી દુખ ભરી, સખિ૦
આણું ત્રણમાં દીઠ અંગીઠ.* કહું૦
સાસુ શૂળી સરખી મળી, સખિ૦
નણંદલ વિષમૂળી નેટ; કહું૦
પળ કળ વળવા દે નહિ, સખિ૦
માણી પેડવા નવ દે પેટ. કહું૦
ગજબ અજબ ગૂજારવા, સખિ૦
ગજા ઉપરાંત આપે કામ; કહું૦
વાંધા વિવિધ કાઢી વઢે, સખિ૦
ગાળ આપી દે દિલ ડામ! કહું૦
વિધવા નણંદ બાળરંડ છે, સખિ૦
જે જમદંડથી જુલમાત!! કહું૦
સાંધા વાંધામાં પૂરી, સખિ૦
ઉરમાં જેને ઉદમાત. કહું૦
મુજ પિયુ પળ પળ શીખવી, સખિ૦

---

* અંગીઠી (સોનાની ધાતુ ગાળવા તપાવવાની સગડી પાડવા માટે ખાડો ખોદી દેવતા સળગાવેછે તે.)

સાંધો મળવા નવ દે સાર; કહું૦
ભાવ છે વયરૂપે રૂડો, સખિ૦
પણ ચિત્ત ચમકેલ અપાર, કહું૦ ૯
ટકે ન પગ પણ ઘર વિષે; સખિ૦
પતિ છે ભટકેલ ભમેલ; કહું૦
ધ્યાન ને સાન કશી નથી, સખિ૦
દીસે ચમકેલ ચકેલ. કહું૦ ૧૦
જેઠ બેય જમ દૂત છે, સખિ૦
ઘડી ઘડીમાં ભરાયે ભૂત; કહું૦
સસરો મિથ્યાભિમાની છે, સખિ૦
ચલવે ઘર તૂતોતૂત ! કહું૦ ૧૧
કો કોને નવ કહિ શકે, સખિ૦
આપી ન શકે સદ્બોધ; કહું૦
વાત કરંતાં વઢી પડે, સખિ૦
વસુ ઘટિયો, વાધ્યો વિરોધ. કહું૦ ૧૨
આવી આસરી સાંપડી, સખિ૦
તેનો સુખરૂપ શો પરિણામ ? કહું૦
કેરી કેળ, કોચે કૌવચ, સખિ૦
આકે* હોય ન કદિયે આમ.÷ કહું૦ ૧૩
મહિયરમાં મને પાંશરૂં, સખિ૦
લાગતું નથિ રે લવલેશ; કહું૦
ભાભી લક્ષ્મી લાડકી, સખિ૦
વેરી પિયર અલક્ષ્મx ભરી ક્લેશ. કહું૦ ૧૪

* આકડાએ. ÷ આંબો-કેરી. x અલક્ષ્મી-દરિદ્રતા.

મનનું માન્યું તે કરે, સખિ૦
ગણે મુજ ભાઇને તૃણ તોલરે. કહું૦
લાજ અને મરજાદનો, સખિ૦
અંશ એમાં નથીજ અઘોળ. કહું૦ ૧૫
સાચી પ્રીત મુજશું દિસે; સખિ૦
દેખે ડાકણ કેરી દૃષ્ટ; કહું૦
માત પિતા વૃદ્ધ છે થયાં, સખિ૦
લખ્યું કષ્ટ શું મુજ અદૃષ્ટ ? કહું૦ ૧૬
એક વરસ અહિં વીતિયું, સખિ૦
આણું આવ્યું ન તોય અદ્યાપિ; કહું૦
એથિ પિતા માતામને, સખિ૦
વાત વિવેકની છે વ્યાપિ. કહું૦ ૧૭
તેથિ મને પેલે દિને, સખિ૦
મોકલશે સાસરિયે સઘ; કહું૦
પણ પણ મારૂં સાં હવે, સખિ૦
રહેશે શું ? વિચારે અઘ. કહું૦ ૧૮
આ દુ:ખ ને આ વિચારમાં, સખિ૦
થઇ દગ્ધ ભુલી હતી ભાન; કહું૦
પડદે ખોલી પેટનો, સખિ મારીરે
ગાયું આ મેં મુજદુખ ગાન. કહું શું વિસ્તારીરે. ૧૯-૫૪

**મોતીદામ છંદ.**

સરસ્વતી દુ:ખ સુણી સખી કાન,
ઉદાસ બની પલટી વપુ વાન;

થઇ દુખિ ને દ્રવિ* તે તતકાળ,
ચઢી ચિત લ્હેર ડસ્યો જેમ વ્યાળ.+ ૭૦
અહો ! નવનીતથી† કોમળ ઉર,
દિસે જેમ સજ્જનનું ભરપુર;
દ્રવે નિજ તાપ અડે નવનીત,
મળે પરપીડથિ સુજ્ઞ ખચીત. ૭૧
ખચિત થયો સખીને અતિ ખેદ,
નિસાસ મુકી ધરિયો નિરવેદ÷;
તથાપિ તપાસિ ત્યહાં તક તેહ,
થઇ ઝટ સ્વસ્થ× સ્મરી ઉરસ્નેહ. ૭૨
સનેહી ખરૂં દુખમાં દઇ ધીર,
હરે ઉરદાહ સિંચી સુખ નીર;
ખરે શુભ ધર્મ ઉરે ધરિ એહ,
સરસ્વતીને સખી તે પછિ કેહ. ૭૩
" અહોમુજ બે'ની ! ધરી ધીર સાર,
કહ્યું કંઇ જે ઉર તે તું ઉતાર;
તકી ભવ નાટકરૂપ નિહાળ,
દિયે વિધ§ વેષ પળું પ્રતિકાળ. ૭૪

* પીગળી-ઝમી: (દ્રવવું-ઝમવું, પીગળવું.) + સાપ. † માખણ. (સજ્જનનું હૃદય માખણ કરતાં પણ વધારે કોમળ છે; કારણકે માખણને પોતાને, તાપ અડેથી તે પીગળેછે, પણ સજ્જન તો પારકે તાપે-દુખે પીગળેછે.) ÷ નિર્વેદ-ઉદાસી; વૈરાગ્ય. × જાગ્રત-હુશિયાર. § જુદો જુદો-તરેહવાર.

ભજાવિ શકે દિલ વેષ સુપેર,
રિઝે પ્રભુ પ્રેમ ધરે કરિ મ્હેર;
પરાક્રમીને કપરૂં દઈ કામ,
જુએ નીર એનું તપાસિ તમામ.
ખરો નથિ ખેલ સદા નભનાર,
અનિશ્ચિત છે જનને કસનાર;
કસોટિ ચઢી બની કાયર છેક,
તજીશ ન એ'ન કહું સુવિવેક.
ધરી દૃઢ વેષ ધર્યાતણી ટેક,
બજાવ ભલી વિધ તું હરિનેક;
થશે પ્રભુ તેથી પ્રસન્ન અપાર,
રૂડું કરશે તુજ તે કરતાર.
શિખી સુધરી બની તું બહુ જાણ,
ખરેખરી બત્રીશ* ચોસઠ ખાણ;x
અહો ! અજમાવિ બતાવ તમામ,
બજાવ દિલું કપરૂં નિજ કામ.
ક્ષમાતણું ખડ્ગ ધરી ધીરઢાલ,
ઉડાવિશ દુખ દિસે દગ હાલ;
મીઠાં મુખ વેણ પ્રીતિ શુભ નેણ,
કરે વશ વિશ્વ સદા સુખદેણ.
સહીશ દુખો, વશ નમ્ર રહીશ,
કટુ સુણતાં પણ મૌન ગ્રહીશ,

તદા દિન સ્વલ્પ તું જીત કરીશ,
કદાપિ ન કોઇ કરે ફરિ રીશ. ૮૦
નયે* કરિ નાવ થશે વશ બેન,
પ્રીતે શુભ સેવ સજે દિન રેન;
વિશેષ કથું સખિ શું તું સમીપ,
દીપાવ સુજ્ઞાનતણો તુજ દીપ. ૮૧

દોહરા.

ચોદ જાણુને ચાર શું, કહે સમજાવી બેન!
ચતુરા ચિંતા દૂર કરિ, તજ તુજ અવળાં ચેન. ૮૨
શૂર પરીક્ષા સમરાંછે, ધીર પરીક્ષા દુઃખ;
જેવણા જન જય કરે, ભય દુખ સમજી સુખ. ૮૩
કાં નૃપ કે કાં નારીએ, નિજ શિર નિર્મિત લેખ
ભજ્યો ભંગ થયા વિના, વેઠિ વિપત્તિ વિશેષ, ૮૪
તો તેનાં અવિચળ રહ્યાં, આ અચળામાં× નામ;
દુખદરિયો તરી જય કરી, પામ્યાં સુખ અભિરામ. ૮૫
સીતા, કુંતા, દ્રૌપદી, દમયંતી સતીસાર,
લીલાવતી લક્ષણવંતી, સહ્યું દુખ આ સંસાર, ૮૬
તેનાં ચરિત તપાસિને, બોધ ગ્રહણ કર બેન;
ભજન ભાવી લખ્યું ભાવથી, સુખદુખ ધ્રુવ‡ અહિં છે ન." ૮૭
ભદ્રા સખીએ ભાવથી, કરિને બહુ ઉપદેશ,
શાંત પમાડી સરસ્વતી, ટાળી ઉરનો ક્લેશ. ૮૮



* નીતિ. † સંગ્રામ-યુદ્ધ. × પૃથ્વીમાં. ‡ નિશ્ચય-ટકી રહેનારૂ, અચળ.

# અધ્યાય ૬ ઠ્ઠો.

## સરસ્વતીને સાસરામાં વીતેલાં વીતક.

### ચોપાઈ.

સાસરિયે સરસ્વતી ધરી ધીર, સહેછે દુખ બોજે નિજ શીર;
પિયર પાણી ગંગરો નથિ ભર્યું, પાણિયારૂં બરવું અહિં ઠર્યું. ૧
નથિ પાશેર દળ્યું જેણિયે, તોલું એક દળવું તેણિયે,
નિચોવ્યું નથિ નિજ વસ્ત્ર કદાય, ધોવાં ગાંસડિ અત્ર સદાય. ૨
વીણવું ઝાટકવું વાળવું, ખાંડવું ખંખેરવું ચાળવું,
એહાં અખોટ કરવાં સાર, જંપ ન જુવતીને પળવાર, ૩
સખત મજૂરીના કેદિને, જે શિક્ષા હોય ન કો દિને,
તેવી સહે ને વહે સરસ્વતી, ડગે ન દુખથી પણ પા રતી. ૪
આજ્ઞાધીન અદકી રહે આપ, તપે ન તરછોડે ધરિ તાપ;
હસતે મુખ ઉત્તર આપતી, વધે ન રિશ જેને વ્યાપતી. ૫
તોપણ તેને કરવા જેર, સાસુનણંદ કરે બહુ કેર,
વાંધા કાઢીને બહુ વઢે, નમ્ર રીત રાખે પણ નડે. ૬
સાસુ ઉર સમજેછે એમ, વહુને દુખ દઇએ બહુ જેમ,
તેમ કરપ મારો બહુ પડે, માંથે એ કદિયે નવ ચડે. ૭
નણંદ પણ એવું લેખતી, 'ચલણ ભાભિનું ન ચઢે રતી;'
એથી મા દીકરિ દરરોજ, અસહ્ય વહુપર નાંખે બોજ. ૮
વિનયવેલી વશવર્તિની વહુ, પ્રેમ નેમ સમજે જે સહુ,
કોમળ હૃદયની કપટ રહિત, ઇચ્છે જે સૌનું ઉર હિત, ૯

'કોણે દૂભી કહે દીકરિ તું, તેને હું દેખાડું।
જૂલિ× હલાવી હોય તેનિ હું, મુખથી ખેંચી કાઢું ।।' ૩૧
બડબડતી બોલી તૃષ્ણા તવ, "બહુબાબે શું થાય ?
થતું હોય તો તો નત આવડું, આનું કહિએ થાય ? ૩૨
નખ જેટલી આવેલિ કાલની, મગમાંથી પગ કાઢી,
બોલે શાનું આંખ કાઢિ, હલણી ઘોડાની લાડી !" ૩૩
દીકરિનું દુખ કારણ વહુ ગણિ, ઘણિ રીશ ઉરમાં આણી,
હડકાઇ કૂતરિવત દોડી, વહુ પાસે વદિ વાણી. ૩૪

## હરિગીત છંદ.

"વંઠેલ વ્હાલાંમોઇ એ, છાકેલી ગદ્ધી ગામની ।
લાતો કહે કયબ નાંખિ રહિછે, આમ તરફ તમામની ?
કરડકણિ કૂતરિ પેઠ ડાચાં, નાંખતી સૌને ફરે,
નથિ ઓશિયાળી તારી તૃષ્ણા, કે સહમ તારૂં કરે. ૩૫
પગ ભાગવા પડશેજ તારા, ધર્મ ધરે છે પાપણી !
દેખશ જિમે તુંજ ડામ તોડી દાંત તારા સાપણી !
નંદાતણી† વાડુ બાડુ છકી, થઉ તેહ બરવા જો ગઇ !
મોટાતણી મહિયર સઉ પડિ, આતીપોતી ત્યાં લઇ. ૩૬
ફૂંફે ફુંપો ધરિ પ્રાણ કાઢે, ખાસડું શું કાટિશું ?
નંદો નવી વહુ લાવશે, દેવાઇ ગયું નથિ પાટિયું ? !
મોટા ફરી પરણાવવાને, વાર નથિ કરવી કશી,

× ઝુમ. (કરડાકીમાં બોલાય છે.) † વચલા છોકરાનું નામ.

'બોરૂ ને સરગવા' કરશે,* પિયરમાં વિપતે વસીઃ ૩૭
મે"વરસ એકથિ તારિ કાસળ, કાઢિ'તી એ કૂતરી!
એ નાકવનિ નકટી શું મુખ લઇ, આવી આંગણુ ઊતરી!!
તુજ તોર જોર તમામ હું તોડીશ તજવીજો" કરી,
ઢાળીશ ઢીંચણુમાંથિ, બેઠી થઇશ નહિ પાછી ફરી!" ૩૮

આ વજ્રપાત સમાં શુણી, સાસૂ તણાં વચનો તદા,
થથરી ગઇ સ્થિર રહિ ન શકિ, સરસ્વતીહૃદય લાગી ગદા;
તોપણુ ધિરજ ધરિ સ્વસ્થ થઇ, ઉચરી જરી મુખથી અશું,×
"સાસુજિ મારૂં સાંભળો, મેં કીધું નથિ ખોટું કશું. ૩૯

કીડી ઉપર નવ કટક રચશો, આશરે છું આપને,
છો અત્ર શિરનાં છત્ર તમ મમ, સ્થાન મુજ માબાપને;
બાને નથી બૂરૂં કહ્યું, સવળું કથ્યે અવળું લહ્યું,
માગું છું તેની માફ હું, ચિતમાં ન મેં ભૂરૂં ચહ્યું." ૪૦

"રે! બોલ માં એ બોકડી, ગોમૂખવાઘણુ પાપણી!
બનિ આળશિયું બહુરૂપી, પણ છે જાણું કાળી સાપણી!
બા બે'ન કહે છે નણંદને, પણુ પાકિ પિતરાણી પડે—,
રસ કેળવે છે મસ અહીં, એકલહદી કદિ ના હડે. ૪૧

છે નજર તારી નેશ, મેશ ધલાવિ દેશ ઉજ્જડ કરી,
જંપિશ અરે ઓ ઝોંપડી! ઠરવા નહિ દે કો ઠરી;

* એવી કેહેવત છે. (જેનું ઠેકાણું ન હોય, આધાર ન હોય, તેને માટે એ કેહેવાય છે, અર્થ ઘણું કરી એજે કે "જો બોર અને સરગવાની શીંગો વીણી ગુજરાન કરશે." × એ

છે તોડ જોડ મરોડ તારો, ખોડ લાગે એહવો;
નહિ તે નમે જરિ આંહિ; તાડિશ તાર તુજ સો તેહવો" ૪૨
નેત્રો વિષે ભરિ નીર નીચું જોઇ રહિજ સરસ્વતી,
ગાળો તણી વર્ષાદ વરસાવી રહી સાસૂ અતિ;
આપ્યો ન પ્રત્યુત્તર અવાચક પ્રાણી પેઠે થઇ રહી,
કટુ વચનરૂપ કટાર માર હજાર વાર રહી સહી. ૪૩
રે ! અવાચક પશુથી અધિક ધીરજ ધરી શુભ તેણિયે,
નહિ સળવળી કે તાણ્યું ડસકું કમકમીને જેણિયે;
ગાળો દઇ દઇ, ગાલ દૂખે, પેટમાં ગોળો ચઢે,
ગઇ સાસુ વહુ પાસેથી પાછી, નિજ કર્યું નિજને નડે. ૪૪
મૃદુવેલ્લી પત્થર વરસતે છૂંદાઇ ભૂમધ્યે બળે,
મૃદુલોચની દુખમોચનીની, અત્ર થઇ એવી વલે;
રે ! કુમુદનીપર કરા વરસાવ્યાં સમું કરિ કામને,
આપણુંયે પોચે હૃદય કૂણા દઇ ગઇ બહુ ડામને. ૪૫
તોપણ તરસ નવ આવિ, ડસભરિ દુઃખ બહુ દેવા હજી,
બાલવા જંબરો ઘોળ કેળવવા કુરસ પોતે સજી,
મા દીકરી થઇ એક, મુદ્દા બહુ ઉઠાવ્યા એ વિષે,
વ્હાલોજ વૈરી થાય, લાખ ભરાય વિષ વ્યાપે શિખે. ૪૬

**દોહરા.**

નટવર વર સરસ્વતી તણો, છર ભરિયો છે આપ;
સંભૂજતે નહિ ખોટું ખરૂ, ચઢયું શાખે રિશચાપ* ૪૭
ઉચ્છૃંખલx છે અતિ ઘણો, આંખે કેફ અપાર;
વિષ ને રિશ પળ પળ પ્રગટ, નિરખાએ નિર્ધાર. ૪૮

---

* અનુષ્ટુપ. x ઊછાંછળો.

ક્રોધ સહજ વાતે કરી, તરત કરડવા ધાય;
હનુવાન કાળા નાગશો, જોતાં તરત જણાય. ૪૯
તોપણ વિનયનિ વાંસળી, પ્રેમ પયતણું પાન-
કરાવિ બાઝીગરણિ બનિ, સરસ્વતી રહે દૃઢ ધ્યાન. ૫૦
ડસે તથાપિ નવ ડગે, મનવશમો'રો રાખિ,
વર વશ કરવા યત્નમાં, અધિક રહે અભિલાખિ. ૫૧
આમ કામ નભવેછ ત્યાં, સાસું નણંદ આ વાર-
નાંખે વિઘ્ન ખરેખરૂં, ખરવા દુંખઅંબાર. ૫૨
કો મુનિ તપધારીતણું, જપતપ કરવા ભગ્ન,
અસુર ઉપાયો આદરે, નાંખિ મલિન* થઇ મગ્ન. ૫૩
તેમ તપસ્વિની સરસ્વતી સ્વામીસિદ્ધિતપ માંહિ,
કુલટા બે નાંખ્યો કલહ, કસર ન જેમાં કાંઇ. ૫૪
દિશા માત્ર હું દાખવું, તેની અત્ર જરૂર,
ઝેર વેર જેથી વધ્યું, વનિતાપર ભરપૂર. ૫૫
આવ્યો નટવર બજારથી, બળ્યો જળ્યો ઘર માંહિ,
બાવાના મઠથી કરી, કેફ અધિક ચિતચાહિ. ૫૬
ઘરમાં માને બેનનું, મન દીઠું અતિ ઊંચ;
પૂછ્યું " છે શું આજ મા, કહે શી છે ઉર ખૂંચ?" ૫૭
બબડી ફફડીને પછી, દાખ્યું ઉરનું દુઃખ;
નૃભ્યાએ તે તક કર્યું, રાવણ સરખું મુખ!

નટવર કહે "આ શું તું કહે, ચિતમાં શું કહેવાને ચહે!
પાડ સમજ રજ તેની મને, આજે આમ થયું શું તને!" ૬૦
મા કહે મચકો કરિ તે વાર, "સમજીને પૂછે શો સાર?
સગાઈ સ્ત્રીની સાચી નકી, મા ને બેન તણી નવ ટકી। ૬૧
ગ્રાહક કાલ આવેલીતણું— ચલણ વધ્યું ઘરડાંથી ઘણું;
તેહ અજાણ્યું નથિ અહિં કાંઇ, સમજીને પૂછે શું બાઇ? ૬૨
પણિ માનીતી ઢેડી હોય, ગામ આખું અભડાવે સોય;
તે તો સમજી એવું નકી, પેટ ગાંઠ વાળી છે પકી. ૬૩
તેથી છીએ દઇ દોરડો, બોલું ના છો ચૂલે પડો।
પણ આ રાંક દુખી દીકરી, પીડ પારકીની છે બરી; ૬૪
તેનાથી જવ નવ રહેવાય, લૂલી હાલે કંઇક લવાય;
આજે તેમ થયું જે વાર, તે નથિ કહેવામાં કંઇ સાર।" ૬૫
નટવર તવ થઇને આકળો—બોલ્યો "પેટ માંહિ નવ બળો;
જે હોએ તે ચોખ્ખું કહો, મરમ મરમ કહિને નવ દહો." ૬૬
"દહિયે શું તુજને દીકરા, 'બોડી માથે વરસ્યા કરા'।
જુવાની તુજ જોબનમદભરી, ચાહે તેમ કરે નિજ નરી ૬૭
ભરવા પાણી પ્રીતે જાય, વાર રોજ ત્યાં ઝાઝી થાય;
નખરાં નરો પનઘટપર ફરે, વાત તેશું લળિ લળિને કરે. ૬૮
મુખ નવ ઢાંકે ખડખડ હસે, વાટે વાત કરતી નવ ખસે;
એવું જોઇ જાણી આ બે'ન, ચિતમાં એને ન પડ્યું ચેન,
તેથિ શિખામણ દેવા સાર; ઉચરી હળવે રહિ ઉચ્ચાર;
તેણે તરછોડી છોડીને,* ચટકાવી ગાળો ચોઢિને।

* છોકરીને.

મેણાં ટૂંણાં માર્યાં ઘણાં, અપલક્ષણ કહું શું એ તણાં.!
ગાય ગીત ગુણકાની રીત, અતિ ચંચળ છે એનું ચિત્ત. ૭૧
ઊઘાડે શિર બેસે આપ, રાખે મુખ સામી નિત બાપ;"
નિપ બ્યાપે એવું વૃત્તાંત, લંબાવી ભરિ બારે બ્રાંત. ૭૨
એથી ભૂત ભરાયું ઊર, સુતમાં સો ગણું પ્રગટયું શૂર;
મર્કટને મદિરા પાઇને, છેડે ત્યમ કર્યું આ ભાઇને. ૭૩
ઊઠયો રાતો થઇ ઊછળી, હતો જેહ ઓછી પાંસળી;
અબળાને દેવા અતિ માર, ગયો ગતિ કરિ દુષ્ટ ગમાર. ૭૪
મન હણાયું છે જેનું ઘણું, તન હણવા તે દુખણી તણું,
ધમ પગ ધરનો પશુ તે ધસ્યો, દિસે ડાગળીનો જે ખસ્યો. ૭૫
શોચે છે સુંદરી એકાંત, સ્મરિને દુખદ બન્યું વૃત્તાંત,
તેત્ર કેર તણો કાટકો—થયો પડે બરડે સાટકો! ૭૬
ગર્જ્યો મેહ પડિયો મારનો, કરવા પ્રલયતણી ધારનો!
કર્યો કલેશકારક દુખદેણ, વહ્યું વિપત્તિ કેરું વહેણ. ૭૭
નિર્દોષી મૃગલીપર જેમ, છૂટે સાવજ× થયું આ તેમ;
વર્ણન તેનું કવિ શું કરે, ખેદ અચિત જેમાં છે ખરે!
કહેતાં સુણતાં ઉર કમકમે, ક્રૂર વાત કોને નવ ગમે;
દયા પ્રગટિ હૈયું પરજળે, બન્યું સુણી શોચે નવ વળે. ૭૯
માટે પછિ શું થયું તે કહું. ઘાત વાત કથવા નવ ચહું;
નટવર ડસનો રસ દેઇને, ગયો ગાળ પણ મસ દેઇને. ૮૦

**દોહરા.**

વહુને માર પડયો ઘણો, તેથી સાસુ નણંદ;
મકલાઇ મસ મનવિષે, પામ્યાં બહુ આનંદ. ૮૧

---

× શ્વાપદ—શિકારી પશુ—વાઘ; આદિ.

નણુદી કહે "નાચ્યું ભલું, ઠીક ઉતરિયો તેહ;"
સાસુ કહે "એ કુતરી, ફરી ન કરશે શોર!"
ડાકણ જેવા દીસતી, દયા રહિત અતિ ક્રૂર;
હરખાઇ આ દીકરી, પુલકિત થઇ ભરપૂર.
મધ્યાન્હે પુરુષો જમ્યા, નાહિ ધોઈ એ વાર,
નટવર ખાઇ પી ગયો, રોષ ભર્યો ધરનાર.
આ દિકરી ખાવા સમે, તત્પર થઇ જે વાર,
તે વેળા ત્યાં શું થયું, સુણજો તેનો સાર.
સાસુ વહુ પાસે જઇ-કહે "વહુ શો આ રોષ!
ભૂખી રહિ બાટઇ કરિ, દઇશ ન કોને દોષ!
ઘરનાં મનુષે કંઈ કહ્યું તે ઉપર શું તાન!
એથી ઘઇને આવડી, ખાજ ન ઓછું માન!"
તે શુણિ નણુદિ નરેણથી, બોલિ વ્યંગ્ય દઇ સાદ;
"આ શાને શિર દુઃખવે, કરિને વ્યર્થ વિવાદ!
હજી મહિયરનું દાબડું, ભરિ રાખ્યું છે સાર,
આરોગી એતો હશે, ચાલ કરે કાં વાર!
છઇએ ભૂખ્યાં આપણે, એણે ઠંડુગાર-
કીધું હશે, ભૂખિ ન હશે, ચાલ કરે કાં વાર!"
આજ દુખીને ડામપર, લુણ દઈ મહાસાંઠ
નણુદી જ્વાળા ઉઠાડતી, સોના કરિને સાઠ;
જમિ બે જમાઈ ફરી+ જશી, પછિ પ્રાતે થઇ એક,

ઘણુ ભૂખી ભવને રહી, તેનો તજી વિવેક ! ૯૨
બોલી નહિ તે બાપડી, અબળા બલા સમીપ,
જોકે જમની દાસીએ, પ્રકોપ કીધ પ્રદીપ, ૯૩

વિષમ વાક્ય વનિતા સહન કરી નવ બોલી વેણ;
મૌન ગ્રહણ કરિને રહી, ભરિ નીર નિર્મળ નેણ. ૯૪
દિવસ આથમ્યો દુખ ભર્યો, પડિ રાત્રી ભરિ પીડ;
ચમકેલા તર ખરતણી, શમી ન દુખકર ચીડ. ૯૫

શ્વશુરે જેઠ જાણે નહિં, માટે જુવતી સુજાણ
ઊઠિ પરાણે આપથી, કઠણ થઇ નિર્વાણ. ૯૬
કીધ સરભરા નિજ બની, ભરિ આપી જળપાત્ર;
વાળૂ કરવામાં વળી, સુંદરી તેહ સુપાત્ર. ૯૭

શયનસ્થાન સ્વામી કને જઇને જોડયા હાથ;
"હું અપરાધી આપની, નવ તરછોડો નાથ !" ૯૮
પણ આગળ અતિ આદરે, કથવા ચહ્યું પુરાણ,
અર્થ ન સરિયો એહથી, ઉપજી ઉલટી હાણ. ૯૯

વિનય વૈરી આગળ કર્યે, ક્રૂર ચોગણો હોય;
અગ્નિમાં ઘૃત હોમતાં, ભડકો ભારે જોય. ૧૦૦
તેમ થયું તે રાત્રિમાં, સરસ્વતી પામિ ન સુખ;
દિવસથિ દોહ્યું દેખિયું, દામણીઓ× મહાદુઃખ. ૧૦૧

આમ દિવસ ઉત્પાતના, જુવતીને વહિ જાય;
વનિતાને વિપતિ વિષે, વહાણું ન સુખનુ વાય. ૧૦૨

---

× ગરીબડીઓ.

દુખવાદળ દિન દિન ચઢે, આજરીજ પણ થાય;
ઉલ્કાપાત નવે દશે-થાતાં રોળ વળાય. ૧૦૩
કો દિન કામિની કોડ ધરિ, સંધે સઇ રળિયાત,
નામુદી નકોઈ ચાહતી, નહિ તેમાં બહુ ભાત. ૧૦૪
શાક દાળમાં આંકિણી, ગુપ્ત રીતે લઇ લાગ,
લવણ મસ્યું ભરિ પોરાને નાંખે દેવા દાગ. ૧૦
ભાત માંહિ રજી ભેળવા, ભૂતડી ખાય ન ભૂલ;
અવળાનું અવળું કરી, ઉપજાવે અતિ શૂળ. ૧૦
ગણાવિ ગાંડી ડાહિને, દેખાડે નિજ દોર;
બાઇ બાઇને રાઇ દઇ, કરાવે કર્મ કઠોર! ૧૦
આ રીતે વીતે ઘણું, તોપણ તારુણી ટેક,—
તજે ન તનમન વશ કરી, નિજનો સમજી નેક. ૧૦

# અધ્યાય ૭ મો.

## ગૌતમનું સંન્યસ્ત અને પાર્વતીનું મરણ.

### ઉપજાતિ વૃત.

ધારા વિષે ગૌતમ જ્ઞાનવાન, ધરે સદા શંભુ તણુંજ ધ્યાન;
ઉપાધિ તેમાં ઘરની નડીને, પીડે જીવાત્મા ચિતમાં ચઢીને. ૧
તેથી ત્રિપુરારિ× સમાધિ માંહી, પડેછ ભંગાણુ સદાય સાંહી;
એથી ઉદાસી ધરિ આત્મજ્ઞાની, ચહેછ ચિત્તે કંઇ વાત છાની§ ૨
વૃદ્ધત્વપે ભક્તિ ભલેરિ થાવા, રાજ્યાધિકારે કરીને નહાય,-
પસ્યોછ એકાંત ગૃહે સ્વતંત્ર, તોપે સર્યો ના નિજ કીધ તંત્ર. ૩
કંકાશ રોજે ઘર થાય ભારી, છે કલેશકારી નિજ પુત્ર નારી;
મર્યાદ જેણે મદ છાંડિ મેલી, ગણે ન સાસૂ કહ્યું ગર્વઘેલી. ૪
ટોળી અને ફોડિ કરે ફિતૂર, ચોરી કરી શાહ બને ચતુર;
ચરિત તેનાં નિજ સ્ત્રી સુણાવે, જ્ઞાની છતાં શીષ ધિકી ધુણાવે. ૫
એકાંતમાં એક દિને સ્ત્રી આવી, વદી "સુણો કાગળ આ હું લાવી;
વાંચો સુતાનો પિયુ આ સુપત્ર, લાવ્યા ગજાનંદ ગયેલ તત્ર." ૬
પુત્રીતણો પત્ર પ્રીતે વિલોકી, આતુરતા આપ શક્યો ન રોકી;
આનંદ આનંદ ઉરે છવાયો, કમાણિ જાણે અતિશે કમાયો! ૭

---

× શિવ. (ત્રિપુર+અરિ. ત્રિપુરાસુર નામે દૈત્યના શત્રુ, માટે ત્રિપુરારિ એવું શિવનું નામ છે.) § સંસારથી અલગ થવાની વાત, સંન્યસ્ત લેવું,-વગેરે.

પુરી ઉજ્જેણીથી સિખિતંગ, દર્શન અભિલાખીરે;
સરસ્વતી નમન સાષ્ટાંગ–કરે સ્તુતિ ભાખીરે. ૩
અત્રે છે સૌ આરોગ્ય, પ્રભુ પરતાપેરે;
તત્રેની ખબર શુભ યોગ્ય, લખજો આપેરે. ૪
બીજું વિશેષ લખવાનું, તાત કંઇછે નહિરે;
રે ! જે તે તમથી છાનું, રહ્યું નથિ જે અહિરે ! ૫
તમ બોધથી હો મુજ બાપ ! રિપુ× ખટ જીતીરે;
પણ પ્રગટે મારાં પાપ. પીયૂષ નથિ પીતીરે. ૬
દઉં દોષ હું કોને તાત, કર્મ ફળ નડતાંરે;
સવળું કરતાં સાક્ષાત, અવળું થઇ પડતાંરે ! ૭
મેં વિપત્તિ જીતી તમામ, હામ બહુ રાખીરે;
ધીરવીર પ્રમાણે કામ, કરી દુઃખ સાંખીરે. ૮
તોપણ અભિવાંછિત આપ, પામી નહિ પાપેરે;
પેલા ભવ કેરા શાપ, કોણ ઉથાપેરે ! ૯
સહું સવળું તે છે સત્ય, નથી દુઃખ તેનુંરે;
પ્રભુ જોવા મારી પત્ય, કરે કૃત્ય એનુંરે. ૧૦
પણ હાલ બન્યો જે બનાવ, બાપ હું શું કહુંરે !
તે છે વટભેદક ઘાવ, કહો કયમ હું સહુંરે ! ૧૧
લખતાં તે દુખકર વાત, કર ન કંપાયરે !
અત્યાર્યે ઉલ્કાપાત,* હું શિર નવ થાય રે !! ૧૨

હું જેવી તાત દુઃખદેણુ, મુતાં ઝેર મરજોરે!
સૃષ્ટિ કર્ત્તા સુખદેણુ, એવી નવ સરજોરે! ૧૩
અણુચાલે ઉભરો આપ, દુઃખનો દાખુરે;
કાળજડે પડિયો કાપ, ક્યમ કરી રાખુરે! ૧૪
રાંધણુછઠ રોજ રસોઇ, નિપાવવા કોડેરે;
હું સજ થઇ નાહી ધોઇ, ગઇજ રસોડેરે. ૧૫
છાણાનું બળતણુ છેક, મુજને આપ્યુંરે;
હતાં વજ્રથી કઠણુ વિશેક, જેથી દુઃખ વ્યાપ્યુરે. ૧૬
ભાગ્યાં બળ કરીને પરાણે, કઠણુ અતિ છાણાંરે;
જે દુઃખ મુજ જીવડો જાણે, પડ્યાં કર કાણાંરે! ૧૭
પણુ શકુનિ શિરશું એક, કારમું છાણુંરે;
ભાગ્યું ન ઉપાયો છેક, કર્યાં મેં નવાણુંરે! ૧૮
ત્યારે સાસુતી પાસ, નમ્રતા દાખીરે;
માગ્યું ભાગવાને ખાસ, બલપણુ ભાખીરે. ૧૯
'આ છાણું ન ભાગે આંહિ, ભાંગું હું શાથીરે?
મેં કસર ન રાખી કાંઇ, વાગ્યું નં કશાથીરે.' ૨૦
તવ સાસુ ભરેલી આગ, બોલી વિખ જેવું રે;
તુજ તાત શિરપર ભાગ, ઉચરી એવુંરે!!! ૨૧
આ વિષમ વચન શુણી તાત, ઘાવ ઘર લાગ્યોરે!
નથિ કહેવાની રહિ વાત, વેણુશર વાગ્યોરે! ૨૨
ખાવું પીવું વિષ ધૂળ, પર્વનું પેખ્યુંરે!
હું માતપિતાદુઃખમૂળ, એવું લેખ્યુંરે! ૨૩
ઇશ્વરે મને કુકર્મ આમ, શા દુઃખ દેવારે;

સરજાવી દેવા ડામ, સુખ નહિ લેવારે. ૨૪
હું પાપણી કૂરે પાનું, પેટું પાતાળેરે !
રાખજો તે હૃદયે છાનું, આપ ઉર બાળેરે ! ! ૨૫
અપરાધ ક્ષમા આ વાર, આપથી માગું રે;
કરજો દુઃખમાં મુજ વ્હાર, પ્રાયે લાગું રે. ૨૬
મુજ માતને નામું શીષ, હું દિન રાતેરે;
બાઇ ભોજાઇને આશીષ, દઉં ભલી ભાતેરે." ૨૭-૫૨

દોહરા.

પત્ર સુણી પુત્રી તણો, પાર્વતી અતિ પરિતાપ,
પામી પ્રજળી પિંડમાં, પ્રકોપ પામી આપ. ૫૩
"શંખણી સાસ પુત્રીની, મદભરિ મહામચ્છરાળિ;
દુહિતાને દુખ દે ઘણું, રાખિ પેટમાં પાળિ. ૫૪
જાણું છું હું સર્વ તે, કૃત્યાતણાં કુતૂત;
પુત્રી આપણિ પીડવા, ભરાય એમાં ભૂત. ૫૫
એ જિવશે ત્યાંસુધી કદી, સુતા ન સુખનો શ્વાસ
લેશે માટે ઝટ કરી, તેડો આપણિ પાસ. ૫૬
વિપરીત વદતાં જીભને, શળ ન વાગી કેમ;
બકતાં કૂરે હોઠ બે, કયમ ન શિવાયા તેમ !" ૫૭
આરક્ત અક્ષિ અંશ્રુ ભરી, વદન રક્ત વિકરાળ;
વપુ રોમાંચ ઘનેલ બહુ, કાળજ વ્યાપ્યો ઝાળ ! ૫૮
એવી સ્થિતિમાં ઊચરી, પાર્વતી પ્રજળે આગ;
વિહ્વળ બની મૂર્છિત-થઇ, દુહિતાદુ મને દાગ. ૫૯

સાંત્વન કરિ ગૌતમ વદે, "એહિનિ થઇ કયમ ગાંડિ!
આમળથી ચેતાવી મેં, સમજ્યુ તેં કયમ્ છાંડિ ! ૬૦
'તુજ આગળ કાગળ ન આ, પ્રકાશવામાં માલ,'
કહ્યું'તું મેં હે કામની, શુ તે વિસરી કાલ ! ૬૧
રાખી પાસે પુત્રીને, કદી ન લઇએ લહાવ્યું;
આખર એ ધન પારકું, અત્રે રાખે હાણુ. ૬૨
જગમુખ ઢાંકણુ છે નહિ, થાય આપણી વાત;
બોલે નવતર બોલ કો, ઉત્તમ આપણિ નાત. ૬૩
ભલાઇ દાખી જીતવાં, ભૂંડાંને ભલી ભાત;
મૃગ પ્રભુએ પંપાળિયો, મારી ભૃગુએ લાત ! ૬૪
કરે ભુંડાઇ ભુંડાં થકી, નવ કો રૂડાં કેહ;
નરકે ઈંટ નાખ્યાં થકી, મલિન થાય નિજ દેહ. ૬૫
માટે માનનિ મન થકી, તજ તાતો પરિતાપ;
ઉપાય એનો હું કરૂં, જો તે જુગતે આપ. ૬૬
જેથી જગમાં આપણું, અવિચળ રહેશે નામ;
અરિ એથી હારી અને, ગુણ લેશે, ધર દામ." ૬૭
મ્હેણું સુતાસામ્રતણું, કરવા ભંગ જરૂર,
સત્વર સોનાનું ત્યહાં, શીષ ઘડાવ્યું શૂર. ૬૮
તેપર ગૌતમ નામનો, લેખ લખાવી તર્ત,
પત્ર લખીને પાઠવ્યું, દીક્ષિત ઘર એક સર્ત ! ૬૯

## ચોપાઇ.

પત્ર માથું દીક્ષિત ઘરે ગયું, શુણો પછી ત્યાંહી શું થયું;
પત્ર આપી ગોરે કહી વાત, "આ પેટીમાં છે સોગાત ! ૭૦

પત્ર વાંચી પરખી લો તેહ, પ્રત્યુત્તર આપો કરી સ્નેહ"
પત્ર વાંચિ દીક્ષિત દિલ થયો, ગર્વ સર્વ એનો ગળિ ગયો." ૭૧
સ્ત્રીને બોલાવી નિજ પાસ, કરી ઉષ્ણ કૃષ્ણાપર શ્વાસ;
"વહુ આગળ શું ચાવી ઘાસ" વદ્યા એમ દાખી અતિ ત્રાસ. ૭૨
"વડપણમાં ગાંડું શું કીધ ? પીયૂષ પરહરી વિષ કાં પીધ ?
ઘરમાં આમ ચલાવી કાર, બે બૂઠા કીધા ધિક્ નાર ! ૭૩
ત્રીજાનું કરવાને ધૂળ, વાવ્યાં એમ વિષનાં તેં મૂળ;
જોયું ન ઝાંખી મેં શું થાય, તો તેં દાખ્યો નિજ મહિમાય. ૭૪
લે આ ભેટ ભૂંડી ! તુજ તણી, વેવાઈએ મોકલિ મુજ ભણી !
એનું નામ એથી જગ થશે, તુજથી મુજ મહિમા સૌ જશે." ૭૫
એમ કહી ગૌતમનો પત્ર, વાંચી સંભળાવ્યો તત્ર તર્ત;
એથિ ભ્રષ્ટ કૃષ્ણા પડિ ગઈ, તમ છતાં ટાઢી રસ થઈ. ૭૬
દંભી દીક્ષિત તજિ નિજ ટેક, દાખી પત્રે વિનય વિવેક,
પ્રત્યુત્તર લખિયો થઈ સમા, વાર વાર માગી મહિ ક્ષમા. ૭૭
ગૌતમના નૌતમ કામની, થઈ પ્રખ્યાત બહુ દિન જામની;
વાહ ! વાહ ! એના નામની, વધી માંહિ ગામો ગામની. ૭૮
નાત સમસ્તે કરિ સુવિવેક, ગૌતમનો અનુપમ જોઈ ટેક,
ઊંચો સૌથી એને ગણ્યો, કીર્તિકોટ જેણે ધ્રુવ ચણ્યો. ૭૯
ગંગોત્તરિ ગૌતમનું કુળ, સોળ આની સૌએ અનુકૂળ
ગણ્યું આજ પણ સૌકો ભણે, ભલું જેનું બ્રાહ્મણ બહુ ભણે. ૮૦
જ્ઞાન વધ્યું પણ ન ધર્યું માન, છલથી છાક્યો નહિ વિદ્વાન;
ઉપાધ રૂપ ગણી સંસાર, નિંદ્ય ગણ્યો જેણે નિઃસાર.
એવો ગૌતમ ગુણગંભીર, વાત વસેલી દઢ નિજ શીર,
[illegible] ગયો સ્નેહ જેથિ સાંસારિક ગયો.

નિર્વિઘ્ને નંદીશ્વર* તણું, ધરવા ધ્યાન કરી મન ઘણું;
ચતુર્થાશ્રમી થયો ચતુર, ચિત્તની ચિંતા કરિને ચૂર. ૮૩
કાશીવાસ ગંગાતટ કર્યો, બત્ર સાર્થક અભિલાષે ભર્યો;
પાર્વતીની† માયા પરહરી, પાર્વતીપતિ× ઊપર દૃઢ ધરી. ૮૪
સમજાવા સુખ સંસારનું, બાળલગ્નના અંગારનું,
નિજ કર્યું અનુભવવા ગેહની, રાખિ ઘેર દુર્બળ દેહની. ૮૫
વીત્યું પછિ શું એને અરે! વૃદ્ધપણે વનિતા શું કરે?
કહું હવે તે શુણજો કાન, માનનીનું ઉતર્યું સૌ માન. ૮૬
ચાંપે ચપકા વહુ વેણના, કર્યું શબ્દ શું તે કહેણના?
સહન કરી ધીકી પરજળે, વઢે વહુથિ એનું નવ વળે; ૮૭
કહે લક્ષ્મી "આ કરશો શોર, જાણ્યું હવે તમારૂં જોર!
બકબક કરતાં બહુ દિન ગયા, હવે ન ખઇશ તમારી દયા. ૮૮
કરે કામ કંપારી ચઢે, લવતાં જિભ પાછી નવ પડે!
મધમાંથિ પોરા પારખો, ડહાપણનો કરિને બહુ ડખો! ૮૯
તે નહિ સ્ત્રીવે સાચું કહું, માપે લેશ હવે નહિ રહું!
એક કહી સાંભળશો ચાર, માટે કરજો કંઇક વિચાર. ૯૦
સાંઠિ ઝાંખરાં કરિ અતિ ઘેર, ડોસાને પજવી બહુ પેર,
બાવો કરિ કાઢયો કાશીએ, પણ નહિ કદી અમે નાશિયે!!" ૯૧
વજ્રવાક્ય વહુનાં સાંભળી, પાર્વતી તવ બોલી પરજળી;
"વદતાં વહુ આવાં દુર્વાક્ય, વાગતિ નથિ છોજે કેમ બાક!!"૯૨
એ શુણિ વહુ બહુ વળગી વઢી, વ્યંતરી જ્યમં ચાલે અતિ ચઢી;
નહિ વદવાના બોલી બોલ, માર્યા ગાળો તણા ગલોલ. ૯૩

* મહાદેવ. † ગૌતમની સ્ત્રી. × શિવ

પતિને કોપી કહ્યું બહુ પેર, "ડોસલો નવ જોઈએ મુજ ઘેર;
એ ત્યાં હું નહિ સાચું કહું, રોઝી નહિ તમારી રહું. ૯૪
ઘડપણ ગત એની છે ગઈ, સાસુ શોક રૂપે છે થઈ।
રડે બાળ મારૂં પારણે, તો પણ એથી રહે બારણે. ૯૫,
આજ પાણી ભરવા હું ગઈ, વાર મને ત્યાં કંઈએક થઈ;
રડી છોટિયો રાતો થયો, જાણે જિવ નીકળીને ગયો!
તોપણ ડોસી રજ નવ ડગી, શાની મા એ જાણો સગી! ૯૬
ઘરમાં ઘંટી ચાટે શ્વાન, હાંકે નવ ડોસી ધરિ માન;
માળામાં લાળા મૂકતી, ઘર બળતે ઊઠે નવ સતી"। ૯૭
ગુણવંતો કહે, "ડહાપણ રાખ, મુજ માને ભૂંડું માં ભાખ;
ઘડપણ છે બાળાપણ જશું, માટે મુખ નવ કહિયે કશું. ૯૮
બાળકનું જોને માબાપ, કેટલું સહન કરે છે આપ;
તો તેનું સહેવામાં અરે, કસુર કેમ કરશી કહે ખરે?" ૯૯
"હશે! બાળપણ ઘડપણ એક, સમજાવો છો કરી વિવેક;
બાળ નરક ચૂંથે હડબડે, ડોસી કયમ નવ ચૂંથે અડે? ૧૦૦
એમ જ સમજું હું એ પેર, વળિ ડોશી લેવાને વેર;
માટે એનું કાઢો મૂળ, નહિ તો મુજ જિવતર છે ધૂળ. ૧૦૧
એને પાપે પુત્ર સમેત, પડિશ કુવે હું ન ધરિશ હેત!"
પતિને આમ ઉપજાવી શૂળ, પાર્વતીશું વહુ રહે પ્રતિકૂળ. ૧૦
એથી પાર્વતીશિર દુખવૃક્ષ—ઊગ્યાં ઘડપણમાં દશ લક્ષ;
પેટપૂર નવ પામી ભક્ષ, પુત્ર થકી પણ ન થઈ પક્ષ. ૧૦
વટવટિ વિપત વિશે દિન રાત, ભોગવિ દુખે ભારે બહુ ભાત,
સહાવાના લાળા લઈ ગઈ, શમી ચિતામાં તે સુખી થઈ. ૧૦

# અધ્યાય ૮ મો.

## સરસ્વતીનું પારાવાર દુઃખ.

### નારાચછંદ.

ઉજેણીમાં સરસ્વતી સ્થિતિ હવે તપાસિયે,
સુલક્ષણી ગુણીનું દુઃખ દેખવાથિ ત્રાસિયે;
ગયો સુતાત કાશી, માત સ્વર્ગવાસી તો થઈ,
પિયેરઓથ પદ્મની તણી તદા તુટી ગઈ.
સીમંત સુંદરીનું આવતાં નણંદ સાસુએ
મચાવ્યું મોટ જુદ્ધ ના સુકાયું એક આંસુએ;*
નૃસિંહ+ નાગરાનિ રીત§ રીત× ગૌતમે કરી.
તથાપિ તુષ્ટતા ન પામિ તેથકી શિકોતરી! ૨
ભવાબ્ધિમાં† ભલાઇ ભાળિ ના શકે, વિગાગમાં;
વળ્યો સુનિદ્ર આપ, તાપ જોઈ રાગઆગમાં‡;
પિતા છતાં સીમંતઓરિયો લીધો સરસ્વતી,
દિશાજ માત્ર દાખિ તેનિ વાત મેં કહી વીતી. ૩
સરસ્વતી સુતા જણી ઘણી ઘણી દુખી થઇ,
પિયેરથી લઇ સુખાળી સાસરે યદા ગઇ;

---

* સરસ્વતીનું એક પણ આંસુ સૂકાયું નહિ, એવો કલેશ એના
[મં]તમાં સાસુ નણંદે કર્યો. + નરસિંહ મહેતો. § પેડે. × પ્રેત,
[...]ળાની રીત. † સંસારસાગરમાં ‡ માયાપ્રીતિ; મોંઘામાં નેત્રુ
[...]ા દુઃખ દીઠું.

ધર્યોજ ઉંબરે સુતાનિ સાસુ પાય જાહરે,
ગણેશ પાટ બેસવા સમું જણાયું તાહરે।
નણંદ માતને વદી, "વહૂજિ જોનિ આવિયાં,
વધાવિ લે ઉતાવળી, કમાણિ મોત્રિ લાવિયાં!"
વદી ન વ્યંગ સાંભળ્યાં છતાં સરસ્વતી રતી,
ઉપાડ માસુ ને નણંદ શબ્દનો થતાં અતિ.
વીત્યું પછી સુતા છતાં અપાર એહને અરે।
વીતેછ વિશ્વમાંહિ એવું સોંઘી સ્ત્રી વિષે ખરે।।
સરસ્વતી સુરીત ચિત્ત રાખિ દીકરી તણું -
કરે જતન રત્નથી અધિક ઠીક, શું ભણું?
કુંભાંડી* સાસુ દે તદા, મહાસમીજ ગાળને,
"કમાણિ તારિ જાણિ બે ઘડીક દૂર બાળને।।
વિચારતાં શિલા+ વહેછ કેમ સોરતે સર્વદા,
નથી થવાનું કાંઇ એહને ન બીશ તું કદા!"
નણંદ ટાહુકો કરી પૂરે તદાજ ટાપશી,
"મળીછ મોત્રિ એહને ભરીશ × એ કમી કશી?
ન ખાવું પીવું જોઇશું હવેથિ એહને જરા,
પધારિ અન્નપૂરણા ધ્રુજાવશે બધી ધરા‡।।"

---

* કુપાત્ર-ઠિંગુરી. + પથરા; (જ્યાં સ્ત્રીઓ હલકી ને સોંઘી ગણાય છે, ત્યાં આ પ્રાંતમાં દીકરીને પથરો કહેવાની રૂઢિ છે.) † ગમતું. × પૂંછ્યું. ‡ પૃથ્વી. (એને ઘેર અન્નપૂર્ણા પધારી છે, તેથી એ તો હવે ધણકારે ધરતી ધ્રુજાવશે। દીકરીની જગોએ અન્નપૂર્ણા વક્રોક્તિમાં.)

## દોહરા.

આમ કામ નિત દે ઘણા, સાસુ નણંદ અપાર;
કામ કાજ કરતાં છતાં વાંકું બોલિ બહુ મ્હાર. ૯
તનયા જીવી ત્યાંસુધી, તરફોડા કરિ ક્રોડ,
અદેખાઈ કરિ અતિ ઘણી, શુણવ્યા શબ્દમરોડ. ૧૦
મરડાથી માંદી થઈ, શશી–શિશુ સરખી બાળિ;
સરસ્વતી સાવધ રહિ ઘણી જોયું ન કોઇએ ભાળિ. ૧૧
વીતક એ વેળાતણું, મુખ વર્ણ્યું નવ જાય;
કષ્ટવાત શુણતાં બધી, કાળજહું કપાય. ૧૨
માટે વીતી વિપત્તિ જે, સુતાસમયની સર્વ;
કથતાં ક્રમક્રમિ ખાઇને, ગાળુ મનનો ગર્વ.* ૧૩
તનયા દેહ તજી ગઈ, ત્રેણ વરસની માંહિ;
મા મરવાની ખબર પણ, આવી એવે ત્યાંહિ. ૧૪
પછિ શું પૂછવું કષ્ટમાં, કામનીને એ વાર?
દુકાળ મધ્યે આવિયો, માસ અધિક નિર્ધાર. ૧૫
કંથ કુટિલ છે અતિ ઘણો, દુર્વસની દુઃશીલ;
ભમતો ભૂત સરીખડો, ક્રૂર ભયાનક ભીલ. ૧૬
વેદ શિખવા બ્હાનું કરિ, જઇ બાવા–મઠ માંહિ,
કરતાં કેફ શિખ્યો અધિક, બગડ્યો બહુ વિધ ત્યાંહિં. ૧૭
ચેલી ચેતનદાસની, ચેટક ભરી અપાર.
વળગ્યું ચિત એના વિષે નટવરનું નિર્ધાર. ૧૮

---

* કવિપણાનો ગર્વ.

એક પાર કરતાં પટ* અન્ય-ખડું રહે મોટું, વિધિ મન્ય!
સમજો સારં અહો એ. થકી, પોલે અનર્થ પેશે નકી. ૪૧
પદ્મનીને પોકળ દુર્ભાગ્ય, પ્રકટેલી ચોરીથી આગ,
હજુ ન શાંત પતિ સાથે પડી, (પણ) હોલેથી ચૂલે અહિં પડી. ૪૨
ફાંસ સાસુ નણદીની ટળી, સ્વામીસાલ પેઠું ના રળી;
ધણિને કોની ન રહી ધાક, વગાડવા લાગ્યો વીરહાક. ૪૩
પરસણ ચરતો માતો સાંઢ, પતિ પેખ્યો પાખંડી દાંડ;
સ્વચ્છંદે, વર્તે બહુ પેર, કામનીને કનડે કરિ કેર. ૪૪
જુગટું જારી વ્યસન તમામ-શીખ્યો નટવર નજર હરામ;
પિયરતણો પૈસો સ્ત્રીતણો, ધાણુ વાળતો તેનો ઘણો, ૪૫
કો વખતે હઠ શઠ તે કરે. "આપ કંઈ તારી મુજ કરે;‡
હેવી છે દેવા આડમાં," એમ કહી નાખે ખાડમાં×! ૪૬
જમનીને ઘરની સ્ત્રીતણાં, પટભૂષણ પહોંચાડે ઘણાં;
બાવો બેઠો માળા જપે, જે આવે તે એને ખપે. ૪૭
ઢોંગી આવા કોઇક હોય, ન જાણવા એવા સૌ કોય,
એવાને, સ્ત્રી પુત્રી કશી? ટેલમાટ મંદિરમાં વસી. ૪૮
અદેખાઇ એમાં નવ હોય, સમદર્શી+ સ્વાર્થી અતિ સોય;
ચેતનદાસ હવે એ સમે, તીર્થ સંચર્યા શુણજો તમે. ૪૯

## હરિગીત છંદ.

ઘરમાંથિં જર વર મૂળ કરતો દેખિ અબળા ઊચરે,
"સમજો અરે શુભ સ્વામી! આમ કરે અરથ કંઇ નહિ સરે:

* ઝટ લઇને. ‡ હાથમાં. × આ શબ્દમાં શ્લેષ છે. + આવા સમદર્શી હોય તેજ સ્વાર્થી હોય છે, બીજા ખરા નહિ.

પશુ સરખી પણ પેખી આવું, સહન કદાપિ ન કરે;
તો દેવી જેવી જુવતી આ સહન કરે તે શું અરે! ૭૧
ડગે મેરુ પણ ન ડગે કદિએ, તુટે આભ નવ ત્રાસે,
આર કુંથનો પડ્યા બીકે, તે કેમ ઉરથી ત્રાસે? ૭૨
ત્રાસી તેથી બની ઉદાસી, અણચાલે રહિ વશમાં,*
નવ કરવાનું કરતી સતી નવ જાણો રાત દિવસમાં! ૭૩

પણ પતિવ્રતનો ટેક ધારિ વ્રત વિષમ આદરી પ્રબળા,
ધૈર્ય ઢાલ ધરિ વિપત્તિ ઝટકા ઝીલી રહિ'તી સબળા. ૭૪
બાજી સુધરવા માટ તિતિક્ષા× સાધન મુખ્ય કરીને,
આકળિ નથિ થાતી રાતી મુઇ, ક્રોધ વિરોધ ધરીને. ૭૫
'ધીરજનાં ફળ મીઠાં' ગણિ મન, કાળ ક્ષેપ તે કરતી;
તાતતણી શીખામણ ઉર ધરિ, બાળા તે અનુસરતી. ૭૬
શિખવ્યા છે સારી રીતે પતિવ્રતા ધર્મ નિજ તાતે,
અભ્યુદય એમાં અબળાનો વર્ણ્યો છે બહુ વાતે. ૭૭

તેથિ ટેકમાં રહિ તે રામા કરતી નિજ કર્તવ્ય;
સ્વામીઆજ્ઞા શિર ધરતાં, ગણતી ન સભ્ય અપસભ્ય. ૭૮

બાકી કહો આવું કુણ બાળા, સહન શકે કરિ કષ્ટ?
અદેખાઇ પશુપક્ષીમાં છે, જેનિ સૃષ્ટિમાં સ્પષ્ટ. ૭૯
આવાં દુખથી કંઇ કામિનીઓ, પૂરતાં કૂપ ન ડરિયો:

---

* ધણીના ત્રાસથી ત્રાસી ને ઉદાસી બની અણચાલે વશમાં રહીને તે સતી ન કરવાનું કરતી હતી,' એમ કદાપિ ન જાણશો.

× ધીરજ—સબુરી.

ધણિમાં ઢંગ ન દીઠે કંઇકે ટૂંપો કંઠે ધરિયો. ૮૦

ખર જેવો નર જોઇ પર નરમાં પ્રીત કરી કંઇ નાઠી;
વિષ આપી એવા વરને, ગાંડું કરતાં નવ ગાઠી.x ૮૧

સરસ્વતીને વણ પરણી શોક્યનું દુખ બહુ વરિયું એવું,
કવિ કોવિદ વર્ણી તે ન શકે, જિભે ને વદવા જેવું. ૮૨

માગ ધરતોં આપે એવું મહિમા તે નજરે નરખે!
પડે વીજ એવું વિપરીત ચિત સ્થિર કરિ ઉરમાં પરખે!! ૮૩

અનુભવ એવો કો બાળાને, જિવતે કદિ નવ થાશો;
બાળવિવાહતણો બુધજનનો જેશેજ ગજબ છે આ શો! ૮૪

સરસ્વતીવીતક શુણનાં સુંદરી કંઇ મૂર્છિત થાય;
સાંભળતાંમાં રુધિર શરીરનું, તરત સુકાઇ જાય! ૮૫

તેથિ પટંતર રાખિ ઉપરથી§ વાત સ્વરૂપ આ કહિ છે;
સમય સુમયની વીતક વાતો કવિના ઉરમાં રહિ છે. ૮૬

# अध्याय ९ मो.

## લક્ષ્મીવહુની લીલા અને ગુણવંતનું મૃત્યુ.

### રુચિરાછંદ.

ધારામાં ગુણવંત તણી સ્થિતિ, વર્ણું વદન થકી સુજનો,
વીતક સમય સમયનું સુણતાં, દુખ પામી દિલ્ મૂઢ બનો;
કુંભારજાના દુખની કહાણી, જેને વીતી તે જાણે,
અવર અહંકૃતિ અતિ ધરિ મનમાં, મિથ્યા મોટમ ઉર આણે. ૧
પદ્મનાથ પરલોક ગયા પછિ, ગરથ ઘણો ગૌતમ ઘરનો—
કર્યો પહોંચતો પિયેર લક્ષ્મીએ, હિત વિચાર ન કર્યો વરનો;
માનું હિત ચાહ્યું માનનીએ, ધણિનું ધન ધૂળધાણિ કરી,
સાસરિ પર જરિ સ્નેહ ન જેને, પિયરરખૂ નિવડીજ નરી. ૨
પાર્વતીએ પૈસાવાળું ઘર સુતહિત ચાહિ પસંદ કર્યું,
પદ્મનાથ પડતે પોલુંઢમ નિકળ્યું ખાલી ખોખ નર્યું;
લક્ષ્મીની લાલચથી લક્ષ્મી વરાવિ સુતને વહાલ ધરી,
દારિદ્રતા ઘર ઘાલી તેણે, લક્ષ્મી ઘરની દૂર કરી. ૩
ગૌતમપાર્વતી જીવ્યાં સાંસુખિ, કમળો કંઇક રહ્યો ઘરમાં,
ભેદ પાડિ ભામિનીએ પતિથી, વક્કર નહિ જોઇ વરમાં;
વક્કર ક્યાંથી પડે પ્રથમથી, વર ન્હાનો વહુથી મળિયો,
ભદી નહિ એ કારણ બાળા, મેળ ન મૂળ થકી મળિયો. ૪
શૂરપૂર સંગ્રામ વિષે નર, ધીરવીર ધીંગો હોયે,

તરૂણી તેનું તોલ ન રાખે, તીખો તક્ષક* સમ તોયે;
પંડિત પ્રૌઢ જગત જાહેરને, કાયર કામની સંઘ કરે,
વિજયી નૃપને વશ નવ રહેતાં, ફાવે ત્યમની આપ ફરે. ૫

આમ કામ કામનીનું છે ત્યાં, ગુણવંતની ગુંજાશ કશી,?
રામા રહેતો આપથિ, નહિ તો સગાં બાપથી જાય ખશી;
સરખી નથિ જગમાં સુંદરીઓ, ભરિયો કંઈ ભલપણુંજેળથી;
વક્કર વરનો આપ વધારે, ધર્મ ગણી નિજ, નહિ બળથી. ૬

રોગી હોય કે રંક કદાપિ, ઢંગ વનો ન્હાનો નિજથી,
તોપણ તરૂણી તોલ વધારે, સ્વામી નિજ સમજી રિઝથી;
ભલે ભિખારી હોય તથાપિ, થાપી નિજ ભર્ત્તા ઠામે,
ભામા ભક્તિ કરી શુભ તેની, નિત્યે શિર એને નામે. ૭

કેળવણી કુમળી વયમાંથી, ઉત્તમ આપેથી બાળી
નીવડશે નારી સુખકારી, વરનું હિત કરવા વાળી;
લક્ષ્મીને લઘુ વયથી કશિએ કેળવણી ન મળી રૂડી,
મેં જોઇ લાડકી માની મહિયર, નિવડી કુળકાતર કૂડી. ૮

પૂર્વવાત અત્રે વિસ્તારી, નથિ કહેવામાં માલ કશો,
વાત કહું ચાલુ ગુણવંતનિ, જ્યારથિ ફાંદે પૂર્ણ ફસ્યો;
ચંપાણો વય ચૌદ વર્ષમાં, પિતા ગયે ઘરબાર થકી,
ભણતર ગણતર પાર ન પામ્યો, ન્હાનપણે પરણ્યો નક્કી. ૯

જોડાયો સંસારઘાણિયે, કાચી વય દૃઢ પ્રાપ્ત વિના,
કશું પરાક્રમ દાખી ન શક્યો, બગડી જેની બહુજ ખિના;

* તક્ષક નાગ.

પિતાતણો અધિકાર પામવા યોગ્ય બન્યો ન, રહ્યો નબળો,
વિદ્યા વિત્ત ન મેળવિ શકિયો, શરીરે પણ ન થયો સબળો. ૧૦
તીવ્ર બુદ્ધિનો હતો તથાપિ, બાળવિવાહતણે દોષે,
બાહુક જેવો બન્યો બાપડો, સ્ત્રીએ આગ ધરી કોશે*;
વિત્ત જતાં ચિતભ્રમ બહુ બનિયો, બાવીશ વર્ષતણી વયમાં,
બાળક ચાર હવાં ઘર મધ્યે, વિપ્ર પડ્યો વિપતી વ્યયમાં.§ ૧૧
ખરચી ખુટી ઘરની સઘળી, માર્ગ કમાણીતણો ન રહ્યો,
દેવાને દરિયે પડવાને, ચિત વિચાર બહુ વાર ચહ્યો;
ભિક્ષુકવૃત્તિ, તજી નિવૃત્તિ, દીનાધ્યક્ષ તણે તનુજે;
રે ! રે ! ગ્રહણ કરી ! બહુ શું કહું ? મોટમ માની નહિ મનુજે.† ૧૨
કર્મ કઠિણ કાયા સુંવાળી, કાળી રાત્રિ સમી માયા-
વળગી વિપત્તિ વોહિ ધરવા, કરવા ક્લેશ સતત× કાયા;
ભવદરિયો તરવાને ચઢિયો; પત્થર નાવ વિષે પોતે,
જોખમ બહુ જેમાં ઝટ જોયું, પામ્યો પાર નહિ પોતે. ૧૩
વિકટ માર્ગ વસમો બહુ જોયો, ચલાવવા ઘરસૂત્રતણો,
સહાયક સાચું કોઈ ન દીઠું, ગભરાયો ગુણવંત ઘણો;
ધરુણી પરુણી+રૂપ નીવડી, હબક્યો નર એથી આગે,
ઘેહની દેહનિ દનનારી નિજ ડાળ બેસવાની કાપે. ૧૪
કાયર કૃત્ય કરે કામનાં નિત, ઉલટી રીત ચાલી ટાળી,
કરે છેડતાં ઝણકા છછણી, વ્યંગ વદી નાખે બાળી;

* ભંડારમાં. (પૈસાના ખજાનામાં સ્ત્રીએ આગ ધરી; મતલબ ઊડાવ્યો.) § ખર્ચમાં. † માણસે. × નિરંતર. + પરોણી-બળદને ઘોંચવાની આરવાળી દંડિકા. (લાકડી.)

પ્રહર ચઢે પોઢીને ઊઠે, ત્યાંથી રૂઠે પતિ દમવા,
પ્રહર જતાં જંપી નવ સૂતી, સ્વામીને ન દિયે શમવા. ૧૫

કામ વિષે ભલિવાર કશો નહિ, જીભ સવાગજની છૂરી,
બક બક કરતી જક નવ છોડે, વઢવામાં પહોંચે પૂરી;
પતિની રીશે કરે રેટલો, બાળકને મારી મારી,
ધણિની ધાક ન માને ભમતી, વઝે નહિ કોની વારી. ૧૬

## ચોપાઈ.

લાલ બની લક્ષ્મી દિન એક, કરિ તરેહોડા તુચ્છ અનેક,
કહે કંથને "કયમ સુઇ રહો ? આદર્યું છે શું મુજને કહો ?" ૧૭
થયા માડવા* ત્રણ તૈયાર, તોપણ ચિત ચિંતા ન લગાર;
મોંજેયો મગનો આ થયો, ઊઘાડો પગ હાથે રહ્યો ! ૧૮

છોકરિયો પણ અડતી ફરે. કંકણ સોનાનાં નથી કરે;
ઘર બેઠાં બેહોંખડ થતાં, વહે સોર કયમ કરપગ છતાં ! ૧૯

ઉદ્યમ કરતાં આવે તાવ ! ઘરથી નિકળે વાગે ઘાવ ! !
આમ હતું તો શિદ ખુપ ધરી, પારકિ જણિ ભવ બાળ્યો વરિ ! ૨૦

જેણે આ ઘર દેખાડિયું, પાનું મુજ એથી પાડિયું,
જજો જડામુળ તેનું સર્વ ! પેખ્યું નહિ પરણી શુભ પર્વ ! ૨૧

મળ્યો પીપળો કે વડ નહિ, વળગાડી બાવળિયે અહીં ?
એવાં ઊંધાં મુજ માબાપ, મુઆં ત્યાંયિ મરજો દઉં શ્રાપx !! ૨૨

---

* પુત્રીઓ. (બોલવાની રૂઢિમાં શ્લેષમાં પુત્રીની જગાએ માડવો શબ્દ વ્યંગમાં બોલાય છે.) x શાપ-અદદુવા. (લક્ષ્મીના બોલમાં શાપને ઠેકાણે શ્રાપ અશુદ્ધમાં જાણી લેવો.)

સાસએ ડાકણની રીત, દમી મને દુખ દીધ ખચીત ।
વેરાગી સસરો અહિં થયો; ચોળાઈ ચાલ્યો ચટ ગયો ॥" ૨૩

વિષમ વેણ વામાનાં શુણી, લાગિ કંથ મરચાંની ધુણી;
થયાં રકત લોચન ધમધમ્યો; શાંત છતાં એ વેળ ન શમ્યો. ૨૪

ઉઠયો, આકળો થઇ અતિ આપ, "વધો રાંડ મૂકે કેમ બાપ !"
એમ વદી પાટુનો પ્રહાર, કંથે કર્યો ન લાગી વાર, ૨૫

લાત હણી લલનાને યદા, કર્યું તોફાન તરુણીએ તદા;
"મારિ નાંખિ ઓ મારા બાપ !" એમ પુકારી કર્યો વિલાપ. ૨૬

ફતવા કીધા નારે ફોક, મળ્યા પાડપાડોશી લોક;
રાગ કાઢિ રડતી નવ રહે, "હાય મરી ગઇ" મુખથી કહે. ૨૭

"જમની પાટુ જમણી કૂખ, લાગી વસમી તેનું દુ:ખ,–
નથિ વેઠાતું ઓ બાપરે ! પ્રગટ્યાં મુજ પૂરણ પાપરે ! ૨૮

કસાઇકાટલું મારૂં કરે, હાય ! હાય ! હું શું કરૂં અરે !!
દુખે મરી રહી છું આ વાર, સહ્યો ન જાએ મુજથી માર !" ૨૯

વદી આમ છેડો વાળિયો; બળતાને પૂરણ બાળિયો;
"અરે બાઇ આવું શું કરો, વિવેક કંઇ પણ રાખો ખરો ! ૩૦

દાનાધ્યક્ષતણું ઘર આજ, વગોવાવતાં ન ધરો લાજ;"
એમ અનેક રીતે કહે લોક, "ફજેત શાને થાઓ ફોક ?" ૩૧

શીખામણ સૌની સાંભળી, ગુણવંતો ધીકે પરજળી;
દેખિ ન્યાય ઉલટો નિજ દષ્ટ, લાજવંત ઉર પામે કષ્ટ. ૩૨

મનની૰મનમાં રહે ક્યાં કહે, જે જ્યમ કહે ત્યમ ગળિ જઈ સહે;
છાની રાખિ લોકે લક્ષ્મી, શાંત પાડી ત્રોપણ નવ શમી. ૩૩

## દોહરા.

રાડ પતાવી લોક સૌ, વિખરાયા જે વાર;
માનનીં મોડી રાત્રિએ માંડ્યું કેલ નિર્ધાર. ૩૪
"પીટ્યે પાકુ હણી મને, રડ્યે બહુ રંજાડિ;
નખ્ખો માંટી વહુ ઉપર, શૂરો દીઠો દા'ડી. ૩૫
માટે મારાં છોકરાં લઇ હું કુવે પડીશ;
ચોખ્ખું કરી એનું બધું નિત્યે મુએ નડીશ!" ૩૬
બબડિ એમ નિજ બાળકો, જગાડિયાં ઝંઝેડિ;
જવા કુવે તૈયાર થઇ, તે સર્વળાંને તેડિ. ૩૭
કાચિ ઊંઘથી ઊઠિયાં, કુમળાં કાલાં બાળ,
રો કકલાણ કરી રહ્યાં, મા જેની મછરાળ.* ૩૮
ટીપ્યાં તુરત બહુ તેમને, કરી કારમો ક્રોધ;
કંપ્યો કંથ કુહ્રત આ દેખી શુણિ દે બોધ, ૩૯
"નારી સારી રીત આ નથિ કહું શું બહુ વાર?
ઉચિત ન કરતું આમ જો, ઠગે રહે નિર્ધાર." ૪૦
એમ કહીને બાળ સૌ લિધાં બાથમાં આપ;
તાણાતાણી એ સમે, થઇ રહિ અધિક અમાપ!, ૪૧
વિચિત્ર ચિત્ર જણાવવા, એહ સમયનું અઘ,
કવિલેખણ અટકી પડે, પ્રકટ કરૂં શું પદ્ય? ૪૨

* ચરબી-મસ્તીની ભરેલી.

કરુણા હાસ્ય ભયાનકે-મિશ્રિત આ મંડાણ,
મધ્ય રાત્રિએ મચિ રહ્યું, ન જાય વર્ણ્યું વાણ. ૪૩
માત્ર કલ્પના એહની કરવી સુજ્જન સુજાણ!
એપરથી ગુણવંતની; સ્થિતિ નિરખો નિર્વાણ. ૪૪
ખેંચતાણ કરતાં થયું, બાળક પામ્યાં કષ્ટ;
કારમિ ચીસો તેમની, શી હું વર્ણવું સ્પષ્ટ ? ૪૫
બોલી બાળા બળ કરી, અંતે કરિ અતિ રીશ;
વદિ વિપરીત ચિત પરજળી, જ્વાળા વ્યાપે શીશ. ૪૬
"રાખ્ય રડથા તુજ છોકરાં, પાળજે તું કરિ પ્રીત;
પડું કુવે હું આ હવે, ચટપટિ નવ કર ચિત્ત !!" ૪૭
આમ વદી ધણિધામથી, ધબ પગ ધરતી નાર-
ચટ લઇ ચાલી નીસરી, ક્ષણ નવ લાગી વાર. ૪૮
થથર્યો એથી ઉર વિષે, અધિક આપ ગુણવંત;
ચટપટિ ઉપજી ચિત વિષે, ચતુર વિચારે ચંત. ૪૯
"હાય હવે હું શું કરૂં, જાશે મારી લાજ!
કામની કૂપ વિષે પડી, સૌ કહે કૂડું કાજ !! ૫૦
'પરિવાર ત્રણ પુત્રીનો, પાળું હું શી પેર ?
પુત્ર માસ છે પાંચનો, વાળ્યું પાકું વેર!" ૫૧

## ચોપાઈ.

ચીત્તમેં વિચાર કરી તે વાર, નિકળ્યો નરમ થઈ ઘરબહાર;
પાડોશી ડાહ્યાનું દ્વાર, ઠોક્યું ગુણવંતે અહિ સાર. ૫૨
ઉઠાડ્યો હળવે દઇ સાદ, વીતક ભીડી કહ્યું અવિવાદ;
ધીરજ દઇ શુભ પ્રીરજરામ, વાધ્યો જુવતી મનાવા કામ. ૫૩

સમજાવી બહુ બહુ માનની, લાવ્યો ઝટ મધ્યે ધામની;
ટાઢી ફૂકી કરિ તદબીર, ખુશી થવા પિરશી મસ ખીર.* ૫૪
ઝઘડો રાળ્યો જુગતે કરી, જંપ્યાં સૌ નિશ× ગઇ નીસરી;
સમય આમ શોકે વહિ જાય, નારીથી નર દુખી નિત થાય. ૫૫
સંવત્સરી આવી માતણી, કહે કંથ જોઈ સ્ત્રી ભણી;
"નારી, સુણ મારી શુભ વાત, પધાર્યાંછ આજે ઘર માત! ૫૬
માટે સગાં સહોદર સહુ, તેડિ શ્રાદ્ધ કરવા ચિત ચહું;
રસોઇ કર તું રૂડી રીત, દૂધપાકપૂરી પર પ્રીત," ૫૭
મચકો કરિ માનની તવ વદે, "આવ્યાં માતે જાણ્યું બધે!
સગાં થકી નહિ સંતોષાય, નાત કરો પૂરાં પોષાય!! ૫૮
કાને કોટે નહિ અહિં કશું, હોકે સૌ આવીને વસ્યું!
તે નથિ ખપતું મારે નેટ, નાગા થઇ સેખો નિજ પેટ!! ૫૯
ઉલાળિયો બાપે જ્યમ કર્યો, કરો તેમ ખાઇ પી ખરો!
માએ લાશ દાટયા હશે, ખરચો તે ડરશો નવ કશે!! ૬૦
સાસૂતું સુખ મેં મસ લીધ, જિવતે પાણી પિવા નવ દીધ!
તો મૂએ તેના નામનું, કશું નથી મારા કામનું!!" ૬૧
આ રીતે વાકું પાડિને, તિથિ નિર્મુખ કોસી કાઢિને,
કલેશ કરાવ્યો બહુ કંથને, પછી આપ ઉલટે પંથને. ૬૨
અવંતીમાંથી કાસદ એક, એક દિવસ આવ્યો ત્યાં છેક;
તવ ગુણવંત કહે "સુણ નાર, રાંધ ખીચડી નવ કર વાર." ૬૩
ઝણકો કરિ મદભરિ સ્ત્રી વદી, "એવું મેં નવ કીધું કદી;
ચ્યારે માણસ તેને માટ, કરૂં ખીચડિ શો વગિયા દાટ! ૬૪

* ક્લિષ્ટ વચન રૂપી ખાર × રાત્રિ.

પોત પ્રકાશો ખાસું તમે, લાજ રાખવી જો નવ ગમે;
કરિશ આજ ખાસો કંસાર, પિરશિશ ઘીની છૂટી ધાર! ૬૫
વેચિશ કંઠી તાણિશ ત્રાક,* માથું જાતાં રાખિશ નાક!
બાપ નામ બોળો કદિ તમે, પણ હું તેમ કરિશ નહિ ક્યમે!! ૬૬
વરવૃત્તિથી ઉલટી આમ, નિત્ય નારી ચાલે સૌ કામ;
કંથ કહે "કરજે તું આમ," તો કહે "ના હું કરિશજ આમ!" ૬૭
વાળે ઝાડે નહિ શુભ રીત, એઠાં વાસી રાખે નિત્ય;
ગંદવાડ ઘરમાં બહુ કરે, વીણ્યા વણ કણ ચૂલે ધરે. ૬૮
ચાલ હારવાને કોયલા, પકવપાક કીધા વિણ ભલા;
કાચું પિરશે ઝટ લઇ નાર, છાંડે પિરસ્યું સૌ તે વાર. ૬૯
માપ વિના રાંધે મસ ધાન, ચઢ્યાબળ્યાનું ન રાખે ભાન;
'ભૂંડી રાંડે બમણો વરો,' અનુભવ અત્ર ખચિત છે ખરો ૭૦

### હરિગીત છંદ.

કહે એક દિન ગુણવંત, "ઉઘરાણી હું આજે જાઉં છું,
"લખણી+ થયેલી લેવિ છે, ટાંપુ હું તેથી ખાઉં છું;
રાંધી રસોઇ રાખજે, આવિશ બપોરે હું નકી," ૭૧
કહિ કામનીને આમ, ગામ ગયો ગુણી નર ઘરથકી-
રઝળી ઘરોઘર થાકિ પાકી, પાંચ કોશથિ કષ્ટથી,–
પાછો ફર્યો તે પુરુષ, અથડાયો કઠિણ અદૃષ્ટથી;
મધ્યાહ્ને ગ્રીષ્મ વિષે તપી પગ ઘર વિષે મૂક્યો યદા,
પરિતાપ પાંચગણો તહાં પેખ્યો તરત ઘરમાં તદા. ૭૨

* સૂતર કાંતીશ. + ટીપ. (બ્રાહ્મણ કથા વાંચે, કે દેવની પૂજા, પાર્થિવ કરે તે બદલ જે ટીપ કરી આપવી, તે લખણી કહેવાય છે.)

જુવતી પરે મધ્યાહ્નું તાણી સોડ ને સૂતી હતી,
ટાઢું શીળું ખવરાવિ ખાઇ, રાંધ્યું નથ જેણે રતી;
ગુણવંત ઘરમાં આવિ જોયું પાકશાળાની ભણી,
આળોટતાં ચૂલે બિલાડાં! દેખિ રિશ વ્યાપી ઘણી. ૭૩
તાપે ભુખે અકળાયલો બનિ આકળો મુખ ઉચરે,
"રંડા નથી કયમ રાંધ્યું ?" બોલી સ્ત્રી પછી સ્વર ખોખરે;*
"રે! રાંડ તારી હોય તે, મા બેન, પીટયા માહરા!",
ઊઠી થઇને આકળી, બોલી ધ્રુજાવી રહી ધરા ૭૪
"પટપટ દિયે શા જવાબ? પાપિણિ! રાખ વશ મુખ તાહરૂં."
વદિ બાળી "તારો બાપ પાપી, વેણ શુણ ફરિ માહરૂં!"
"નીકળ તું મારા ઘરથિ", "નથિ ઘર તારૂં મારૂં એહ છે"
"પ્રભુ પાડ મારો દેહ", 'ફૂટું ખરિ ગયું જાણિશ તેહ છે!' ૭૫
સંતાપ આમ અમાપ ઉપજાવે સદા સ્ત્રી સ્વામીને;
દવ દુઃખનો દેખી મરણ માગે પ્રભુ શિર નામીને;
સંતતિ કાચી વયનિ થયલી, રહે દુર્બળ દેહની,
રોગાદિથી રગડાય, તરતીબ રહે પુરી નહિ તેહની.' ૭૬
ધૂંચાઇ ઘરની જાળમાં ગુણવંત બહુ રીતે ગયો,
તારુણ્ય મધ્ય તવાઇ, વૃદ્ધ ખરેખરો ચીરો થયો!
પુત્રીઓ પરણાવાતણા દેવા વિષે ભૂલી ગયો,
ક્ષય પામવા ક્ષયરોગ, વય કાચી વિષે જાગે થયો. ૭૭
લીધી ન કાશીએ લહાણ, લહાવ મળ્યો ન પરણ્યામાં

* ખોખરા શબ્દમાં કુવડ થપનીની લક્ષણા રહેલી છે. એ શબ્દનાં લક્ષ્મીનાં લક્ષણો ધ્વનિ છે.

ખાધી ખરેખર ખોટ, દુખની દોટ ચઢિ જગથી ખસ્યો !
જાતાં જિવન જુવતીએ જાણ્યું, કષ્ટ કંથ વિના ખરૂં,
અનુભવ થયો નિજ નેટ, પારકું સર્વ અહિં પેખ્યું પરૂં. ૭૮
અંતે ધરંયા બહુ હાથ, નાથ વિના વિપત આવી પડે,
જિવતાં ન ગુણ જાણ્યા જરા, મરતાં મલાવીને રડે!
ઉપકારોને સંભારિ નારી, ભારિ શોચે પળ પળે,
વહિ ગયું સુખનું વારિ; બેદરકારિ પાછળ વલવલે. ૭૯
આ રીત જે કોઇ નાર. નિજ ભર્તાર કિંમત નહિ કરે,
દેખશે તે ક્ષારદુખ ને, શોચે પછીથી નહિ સરે;
પતિ પર રતિ* શુભ રાખતાં, ઇશ્વર અડયું નહિ રાખશે,
પરપ્રીત પીતળ નીવડે. દુખ એહિ અંતે ચાખશે. ૮૦

# અધ્યાય ૧૦ મો.



## સરસ્વતીના દુઃખની પરિસીમા.

### દોહરા.

ઉજ્જેણીમાં આજ સુધિ બનિયો જે વૃત્તાંત,
વર્ણવું તે સંક્ષેપમાં, શુણજો થઇ સૌ શાંત. ૧
નટવર ઘર જમની રહી, ત્યાંથી રહી જે વાત,
કહુ શ્રોતા શુણજો તમે, ભાવ ધરી મુજ ભ્રાત. ૨
એનો બહુ શુણિયું તમે, સરસ્વતી ચારુ ચરિત્ર;
કહું આગળ હું કોડ ધરિ, સમજી થાવ પવિત્ર. ૩
નિંદા નાત વિષે થઇ, નટવરની નિર્ધાર;
ગુપ્ત વાત આપે પ્રગટ થઇ નવ લાગી વાર. ૪
ચોળાચોળે થઇ ઘણી, પડ્યો નાતમાં ઘોળ;
વર્ત્તાયો એ વાર જવ, નટવર ઘરમાં રોળ. ૫
રાંધિ રસોઇ ધરી રહી, પર્વ વિષે પળ માંહિ;
દીવાળીના દિવસમાં, હોળી હવી તવ ત્યાંહિ. ૬
ગંઠિયેણ ઘરમાંહિથી, મારી જમરો હાથ,
ગૂમ થઇ ઘડી એકમાં, આવી નવ કંઇ હાથ! ૭
હેમમાથું મોતમતણું અને બિજા શણગાર–
જમની સાથે ઝટ ગયાં, ક્ષણું ન લાગી વાર. ૮
સરસ્વતી પડિ શોકમાં, રડી ઘણી બનિ રંક,
માથે હાથ દઇ વદે, કેમ થયો વિધિ વંક?

બનિ વ્યાકુળ થઇ બ્હાવરો, નટવર દેતો દોટ,
કોટવાળ પાસે ગયો, જ્યાં છત્રપનોઈ કોટ. ૧૦
કોટવાળ આવી કરી, કરિ તજવિજ કહે આમ;
"ધાંટા"શાને પાડિયા ? ઘરમાં થયું આ કામ ! ૧૧
શક છે કો પર તાહરો, બક઼ ઓ નર બેભાન !
નહિ તો જૂઠી અરજનું દેઇશ શિક્ષા દાન ! !"
ધમકાવ્યો તજવિજ કરી, ડરી ગયો તવ આપ;
તજિ આડું અવળું પછી, આપ્યો સીધો જવાબ. ૧૩
એથી વાત ઉઘાડિ પડિ, નટવર કેરી નેશ;×
"ફૂટ ! ફૂટ ! નફ્ટ" કહે સહુ, "ચોળી મોઢે મેશ ! !" ૧૪
વિંધુર્તાવેગે વહિ ગઈ, ઠગણી કરી કરાર;
સાંઢણિપર અધરાત્રિએ, થઇ આપે અસવાર. ૧૫
બાવાજીથી બાવીએ, મૂળ કરી સંકેત,
ઘાટ ઘડયો નવટર તણો; ઉપર જણાવી હેત. ૧૬
જઇ મળી અતિ ઝડપથી, સાધુરામને સર્વ;
શોધ કર્યે નવ સાંપડી, અથડાયે અહંકર્વ. ૧૭
નાત બહાર નવટર કર્યો, નાતે એહ નિમિત્ત;
તોપણ ડહાપણ નવ ગ્રહ્યું, ચાનક રાખી ચિત્ત. ૧૮
સરસ્વતી મતિશુદ્ધથી, સ્વામીને સદ્બોધ
આપે વસમી વેળમાં, કદી ન પ્રગટે ક્રોધ. ૧૯
ધીરજ દે ધીમી રહી, પડતીમાં ધરિ પ્રીત;
વચનામૃત એ વેળમાં, વર્ષાવે શુભ રીત. ૨૦

## ઝૂલણા છંદ.

પ્રાણપતિ હૃદયના હાર મુજ ન્હર્ષના,
સૂર્ય સૌભાગ્યના સ્વામી મારા;
રથ મનોરથ તણા, મોહના મેરુ મુજ,
પ્રેમના પીયૂષનિધિ, નેત્ર તારા;
રાશિ છો રત્નના મુજ રતિના રૂડા,
ભાગ્યના ભવ્ય મોટા મિનારા;
ક્ષાર જળપૂર્ણ સંસાર નિઃસારના
કંથ છો આપ કાંચન કિનારા. ૨૧

વિપતિ આવે ન થાઓ વિકળ વ્હાલા,
દૃઢ રહો ધૈર્ય સુખધામ ધારી;
મોભ મરડાય મજબૂત નવ ભાર સહિ,
વળી તણું શું ગજું લે વિચારી;
આપ સંતાપ વશ દેખિ સળગી જઉં,
ઝાંખિ મુખ ઝાંખું વહે નેત્ર વારી;
મંદ સુખકંદ જીવન નજર જોઇને,
વશ રહે જીવ નવ, રાખું વારી!! ૨૨

સ્વામીનો રંગ રળિયાત નિરખી નયન,
મોદ હું પામું મમ આઠ અંગે;
પૂર્ણિમા ચંદ્રને જોઇ જ્યમ પોયણી,
થાય પુલકિત રહે દીપિ રંગે;
નાથનું નૂર ઉતર્યું યદા જોઉં હું,
રોઉં મુખ હાથ ધરિ રહૂં ન ઢંગે;

વહાણ જેમ માલ ભરિયાં બુડયાં હોય તેમ,
ગાંડી જેથી બનું ગત ઉમંગે. ૨૩

મેં મતિહીણીએ આપને વીનવી,
પ્રથમથી ચેતવણી આપિ ચારૂ;
પણ અહો પ્રાણપ્રિય ! પાપ મુજ પૂર્વને,
માન્યું નહિ મંદ જ્યાં ભાગ્ય મારૂં;

પાસ આપત્તિ આવે વડા વિબુધની
બુદ્ધિ બદલાય વદું શું હું વારૂ ?
હેમમૃગ હોય નહિ, તોય માની ખરો,
રામ ગુણધામ ચૂક્યા વિચારૂં. ૨૪

નાથ યુધિષ્ઠિર ન જાણ્યું મહાનેષ્ટ છે
દ્યૂત, નબળો સમો નિકટ આવે;
ચંદ્ર ચૂકી ચળ્યો, ઋષિ પ્રતિદિન ગળ્યો,
દેવપતિ* આવિયો પૂર્ણ દાવે;

વ્યસનદી છે ભયંકર મહાભૂલની,
ઇંદ્રિયોવારિ ચિતને ચળાવે;
કામ ને ક્રોધ મદ લોભ મોહાદિ મછ,
ટેક ત્રણુ લોક કેરા ટળાવે. ૨૫

---

* ઇંદ્ર. (બૃહસ્પતિની ઉપર મોહિત થઈ વ્યભિચાર કરી ચંદ્ર સપડાઈ શાપિત થયો હતો, તેજ પ્રમાણે ઇંદ્ર ગૌતમની સ્રીશું વળું; ધતાં દાવમાં આવ્યો હતો. પોતાનો ધણી જુગારી, વ્યભિચારી છે, માટે અન્યોક્તિઓથી માઠું ન લાગે એમ બોધ કરે છે.)

વાંક નથિ એક પણ ટાંક પતિ આપનો,
આંક મુજ કર્મના છેજ એવા;
આપને આશ્રયે સુખ રહ્યું માહરૂં,
હે કહો દૈવ તે કેમ લેવા ?
આપ સંતાપ તલમાત્ર કરશો નહિ,
સજિશ હું પૂર્ણ દિન રાત્ર સેવા;
પ્રાણવલ્લભ પ્રસન્ન દેખિ પુલકિત બનું,
જાણું મુજને મળ્યા મિષ્ટ મેવા. ૬
વિપત વાદળ જશે સર્વ વિખરાઇ પ્રિય,
માટ ગભરાઇ ન રહો ભરાઇ;
આણિ ઉત્સાહ ઉદ્યોગ શુભ આદરો,
પ્રતીત* પળ એક ન કરો પરાઈ;
ગતતણો શોચ કરશો ન સ્વામી કદા,
ચૂક છે કર્મ જોગે કરાઈ;
ક્લેશ તેનો તજો જગતથી છે ગયા,
મલિન ચિંતાથિ મનુષ્યો મરાઇ. ૭
દાગિના દેખવા માત્રના ગુજર ગયા,
હેમથિર તાતનું નાથ ! તેવું;
સત્ય શણગાર સ્વામી રહ્યા એથિ છે
સૌ રહ્યું, માનું મન સત્ય એવું;
સ્વામી વિણ જાણું શૃંગાર અંગારે હું,
તાતથિર જીવ વિણ જ્વાળ જેવું;

* વિશ્વાસ, પતીજ.

અધિક સંતાપ એ જોઇ ઉર ઉપજે,
સુખ શી રીત એમાંથિ લેવું? ૨૮
કર જતે કંકણો છે નહિ કામનાં,
પગ જતે નેપુરો છે નકામાં;
ડોક જાતે તુશી હાર નિઃસાર છે,
કંથ જાતે કહું એવિ કામા.
હાથ પગ ડોક છો સત્ય સ્વામી તમો,
આપ રમણે વિરાજું હું રામા;
એથિ સૌભાગ્ય આધાર ભર્ત્તાર! શણ-
ગાર સૌ આવિ મળશેજ સામા. ૨૯
સિંહવત્ શૌર્યથી લક્ષ્મી ઉદ્યોગી જન,
પ્રાપ્ત નિજ સાહસે તો કરે છે;
મલિન મહાઆળસુ મંદઉદ્યોગી જન,
આશરો નસિબ કેરો ધરે છે;
હરિણુવત્ લક્ષ્મી નવ એક ઠામે ઠરે,
અહિં તહીં એમ ફરતી ફરે છે;
ઉદ્યમીનું નથી એથિ કાંઇ જતું,
ગર્થ પ્રિય ઉદ્યમીને ધરે છે. ૩૦
હોય ઉત્સાહ સંપન્ન, નવ આળસુ,
કર્મમાં કુશળ, નિર્વ્યસની શૂરો;
પાડ ગુણ જાણ દૃઢ મૈત્રી વાળો મનુજ,
સપ્ત× ગુણ માંહિ પરિપૂર્ણ પૂરો;

× ઉપર જણાવેલા સાત.

તેહપર તુષ્ટ થઇ લક્ષ્મી•એને વરે,
†અષ્ટ-અભિલાષ ન રહે અધૂરો;
માટ ગતિ મંદ નવ રાખતાં ઝટ કરો.
આપ ચિંતા તણો અત્ર ચૂરો.

કષ્ટ છે પુરુષ કેરી કસોટી ખરી,
તેથિ નવ ત્રાસવું નાથ મારા;
પાણી ઝળકાવવું એ સમામાં પુરૂં,
થાય નિસ્તેજ કાયર નઠારા;
સત્યનું ખાંડું ને ધૈર્યની ઢાલ ધરિ,
નીતિપથ+ પાય ચલવો તમારા;
વિજય કરશો ખરો એથિ આ વિશ્વમાં,
સુજ્ઞ કહેશે સદાકાળ સારા. ૩૨

દાસી હું આપની છું વગર દામની,
આપ સુખ માટ ઉપયોગ એનો;
ઉચિત કરશો નથી આપથી વેગળી,
તોલ તમ આગળે તુચ્છ તેનો;
આપ સુખી જોઈ કે જાણી જીવન ! સદા,
જીવ મમ મગ્ન રહેશેજ જેનો;
કંથ ! છો મોક્ષના પંથ મારા તમે
છે ન વિશ્વાસ કહું અન્ય કેનો.×° ૩૩

નાથ ! શિર નામિ કરિ અરજ આ આપને,

† અષ્ટ મહાસિદ્ધિની, અભિલાષા—દ્રવ્યની ઇચ્છા. × નિતિનો માર્ગ. (પથ—રસ્તા.) + કોઇનો, પણ.

લક્ષમાં તે કદી આપ લાવો,
તો કઠિણ કર્મના લેખ મુજ રદ થશે,
લઘુશ જન્મ્યા તણો સત્ય લાવો;
સ્વામીને હાથ છે સુખ સ્વામાતણું,
દૈવનો તેપરે છે ન દાવો;
કૂશકાં સુખ છે કામનીનાં બિજાં,
કંથ માનું ખરો મિષ્ટ માવો." ૩૪

છપ્પા.

સ્વામીને ઉપદેશ, બેશ સરસ્વતી ત્યાં આપે;
કઠણ વેળમાં કષ્ટ કાળજાનું કટ કાપે;
મૃદુ વેણનો મલમ, ઘાવ ઘટને દે ઘરુણી;
કરે મંદને સ્પંદ,x તીવ્ર નવ કહેતાં તરુણી; ..
ધીરજની ઢાલ ઘણીતણી, માઠિ વેળની મિત્ર છે;
પદ્મની આ પતિવ્રતધારી શુભ, તનમન પૂર્ણ પવિત્ર છે. ૩૫
હોએ સુસ્ત પવિત્ર, નાર તે મિત્ર ગણીજે;
રાખી સદૈવ પાસ, માન તેને બસ દીજે;
જેના મુખના બોલ, તોલ અમૃતથી મીઠા,
કલેશ અને કંકાશ, જેહથી અળગા દીઠા;
જે ઉપજાવે છે પળપળે, ઉરમાં અતિ આનંદને,
ચાંલ્લાક કરે છે ચતુર તે, ધણી તણા મન મંદને. ૩૬
જેનાં નિર્મળ નેણ, નેહશું સ્વામી ન્યાળે,
બીજો ભારે ભૂપ હોય તેને નવ ભાળે;

x હાલતું–ચંચળ.

હસવી અને હમેશ ધૈર્ય આપે ધણિયાણી,
ઊંંડ ગયે નવ ખુએ, જેહ પોતાનું પાણી;
સુખ સમયે રાખે સ્નેહ પણ, દુખ વેળે તો દશગણો;
સંસાર સાગરે સ્ત્રીજ એ, ગણપત કહે નૌકા ગણો.
આવી હોશે નાર, તેહ જન આ ભવ તરશે;
એથી ઉલટી મળે, ખચિત નર બૂડી મરશે;
ક્રોધમુખી કો હોય, કપટથી કોઇ ભરેલી,
દુષ્ટ કામમાં પૂર, હોય નવ જેહ કરેલી,
દુખમાં સુખ નવ કદિ આપતાં, ક્રોધે ચપકા ચાંપતી,
ઉપજાવી ક્રોધ વિરોધ ને આનંદ-અંકુર કાપતી; ૩.

## દોહરો.

સરસ્વતી ને લક્ષ્મી વિષે નિરખો આવો ફેર;
પહેલી દુખદવ હોલવે, વાળે બીજી વેર.+ ૩૯
સરસ્વતી સંકટ સહાય થઇ, રહિ પિયુને અનુકૂળ;
લક્ષ્મી દુઃખમાં કામ દઇ, થઇ પતિશું પ્રતિકૂળ. ૪૦
અયોગ્ય જોડાં નીવડયાં, શિશુવય પરણી આમઃ—
એકનું શિરફ઼ સાજું નહિ, એકનું વાંકું વામ.× ૪૧

---

+ આ દોહરામાં શ્લેષાર્થ રહેલો છે, એટલે એના બે અર્થ થાયછે. પેહેલો અર્થ ગૌતમની પુત્રી સરસ્વતી અને લક્ષ્મી તેના પુત્રની સ્ત્રી; બીજો અર્થ સરસ્વતી એટલે વિદ્યા અને લક્ષ્મી એટલે પૈસો આ બે અર્થવાળાં નામોના ગુણ મળતાજ છે, એ વિષે વિવેચન કરવાની જરૂર નથી. ફ઼ શિર આ ઠેકાણે સ્વામી અર્થે; ધણીએ સ્ત્રીનું મસ્તક છે. × ડાબું અંગ સ્ત્રી અર્થે, સ્ત્રી પુરૂષનું ડાબું અંગ છે.

નટવર દુઃખ દબાણમાં, આવ્યો આણી વાર;
ખટ પડ્યો ખાલી થયો, બનિયો પૂર્ણ ખુવાર. ૪૩
એથી અબળાની સુણી, કથનિ કંઈક દઈ કાન;
ચૂપ રહ્યો દિન ચાર તે, આવી જાણે સાન. ૪૩
પણ પલટાયો ઝટ પછી, પળ્યો અસલ નિજ પંથ;
લહિ ન શકી કશું કામિની, દેખિ ધ્રુવ કુટિલ કંથ. ૪૪
શ્વાનપુચ્છ ન્યાયે વળ્યો, શ્વાન વૃતિનો સ્વામી;
વનિતા વિશ્વપતિ ઉપર, ધરિ વિશ્વાસ વિરામી. ૪૫
શાકરપાશે એળિયો, મિષ્ટ કદા નવ થાય;
કસ્તૂરીથી લશણની, ગંધ જરા નહિ જાય. ૪૬
ઉપાય જગમાં સર્વના, સ્વભાવનો ન ઉપાય;
પન્નગ† મય પાને છતે, વિષ એથી ઓકાય, ૪૭
મૂરખતાનું મહીતળે, ઓસડ કંઈ નવ જોય;
સાબુ દૂધથી કોયલા, ધોતાં શ્વેત ન હોય. ૪૮
પ્રકૃતિ પડી તે જાય છે, પ્રાણ સાથ નિર્ધાર;
મહિષી+ ખૂંદે ખાબડાં, ગર્ધવ લેટે છાર. ૪૯
ઊખાણા શીયાળના, 'હુવા'§ ન મિથ્યા હોય;
સ્વભાવ સૌ શિર થાય છે, ગુણ બહુ દાખે તોય, ૫૦

---

† સાપ. + ભેસ. § શિયાળ મ્હાનપણથીજ 'હુવા ! હુવા !' કરી શબ્દ કરે છે, તેને ગમે તેવી તજવીજથી રાખ્યું હોય, તો પણ તે સમય આવે 'હુવા–આં' એવો લાંબો ઘીપ કર્યા વિના રહેજ નહિ. તે ઉપરથી કહેવત ચાલી છે કે–"શિયાળમાં ઊખાણા 'હુવા' તે હુવા."

"અબળા આમ વિચારિને ધરિ દઢતા અતિ ઉર,
સજ થઇ સંકટ સાંખવા, પેખી દુખનું પૂર. ૫૧
તોપણ અતિ પરિતાપથી, દીન દુખી દેખાય;
એકાંતે અકળાઇને, મનશું મસ મુઝાય, ૫૨
છાયા રૂપ તણી સદા, રૂપ વિશેજ શમાય;
સ્વામી-સંકટ સતી થકી, કે આગે ન કથાય. ૫૩
પણ પ્રભુની કરિ પ્રાર્થના, કરે અર્જ જવ નાર,
ઉભરાએ તવ ઉર થકી, આપે દુખઉદ્દગાર. ૫૪
"હે પ્રભુ અશરણ શરણ વિભુ, નોંધારાં આધાર!
દશ દિશ દવ લાગ્યો દિસે, વળજે મારી વા'ર!! ૫૫
ભવાટવીમાં ભવપતિ, કઠનિ કાળી રાત
ભટકાવે ભડકાવિને, સહાય કરો સુખદાત! ૫૬
પ્રયત્ન કોટિક માહરા જળમાં ગયા જરૂર;
હારી સંકટહારી! હું, ન રહ્યું મુજમાં નૂર!! ૫૭
સ્વામીને અહુનામી હો, સુઝાડો શુભ પંથ;
મુજ કીધું કશું ના વળ્યું, કળ્યા દુર્વ્યસન કંથ, ૫૮
મતિદાતા પતિને હવે, સુમતિ કંઇક સુઝાડ;
ગતિ મારી અટકી ગઇ, પડિયા દુખના પહાડ!! ૫૯
તાર્યા તેં ત્રિભુવનધણી, અગણિત અધમ અપાર,
તો ભાણે રાણે થઇ, તું મુજ સદ્ય સુધાર! ૬૦
વિશ્વપતિ સતી કંઇકની, રાખી જાતી લાજ,
તો અબળા હું રાંકને, શે આવો વિભુ વાજ! ૬૧
હરણે હદ થઇ શું કહું, તમ મરણે ન કળાય;
ધીરજ કી પેરે ધરૂં, આ હૈયું અકળાય!! ૬૨

લાજ રાખવી હોય તો, જગદીશ્વર ! જીવાડ;
નહિ તો નમિ પાયે પડું, પિંડ હવે મુજ પાડ !!" ૬૩

ચોપાઇ.

આમ સ્તુતિ અબળા નમિ કરે, ઝરણ નેત્રથી દુખનાં ઝરે;
પણ નટવર એને શું કરે, એક ઘડી ઘરમાં નવ ઠરે. ૬૪
ફેલી ફાવે યમનો ફરે, લંપટ લાજ કશી નવ ધરે;
ઢાંડ સમો કોથી નવ ડરે, પાપે પિંડ પલિત તે ભરે, ૬૫
જે રસ્તે ખાધા બહુ ખતા, મળી ન જેમાંહીથી મતા,
તે રસ્તે ગર્ધવ* તે ગયો, શિક્ષાથી× સાવધ નવ થયો, ૬૬
જુગારી હાર્યો બમણો રમે, ધન સંચિત જ્યમ ધૂળે ધમે,
એમ બમણો બદફેલે ફર્યો, વિવેક મન જેને નવ વસ્યો, ૬૭
ઘરનો ચોર થયોજ ગમાર, ત્યાં પરનું હરતાં શી વાર;
પ્રથમ માગિ લેતો મતિઅંધ, હવે ચોરીનો ચલવ્યો ધંધ. ૬૮
ઘરમાંથી છાની બહુ વસ્ત, ચોરે જે આવે નિજ હસ્ત,
જુવો રમે તેમાં જઇ ધરે, કેફ અફિણ ગાંજાની કરે. ૬૯
પડ્યો રહે †પુંશ્ચલીને ઘેર, જીવતર આમ કરે તે ઝેર;
વનિતાશું વાળે બહુ વેર, કરે ઘેર બહુ ચકરાફેર; ૭૦

---

* ગધેડો. એ શબ્દમાં એવો ધ્વનિ રહેલો છે કે—ગધેડો ખત્તા ખાય, તોપણ પાછો તે જગાએ જાય. તેને શિક્ષા (માર) થી સાન આવતી નથી. "પંચતંત્ર"માં એ વિષેની એક વાત છે; જેમાં ગધેડો કન્યાની લાલચે ત્રણ વાર વાઘ પાસે જઇ અંતે નાશ પામ્યો હતો. × સ્ત્રીની સારી શીખામણથી બીજે અર્થ ચોરી થઈ, આબરૂ ગઇ, વગેરેની શિક્ષા. † પાતર—વ્યભિચારણી સ્ત્રી.

સરસ્વતીના સંકટની વાત, કહી ન જાએ અહિં સાક્ષાત;
ધણી થઇને પાડે ધાડ, અબળા ત્યાં શી રાખે આડ ? ૭૧
ઠાર ગામમાંથી અતિ ઘટ્યો, વિપરીત કામ કરીને વટ્યો;
ધર્મચંદનું કરિ ઘરઓળ, વહ્યો ગુપ્ત વર્તાવી રોળ.' ૭૨
હહાકાર ઉજ્જનમાં થયો, ગજબ અજબ વર્તાવી ગયો;
સાત વર્ષનો સુત શેઠનો, કીધો ઠેકાણે ઠેઠનો ! ૭૩
ઘડ્યો ઘરેણા માટે ઘાટ, વણિક જિવિત ઊડાડી વાટ;
થઇ શહેરમાં શોરાશોર, તજવિજ કરી પકડવા ચોર. ૭૪
કોટવાળ પાળા લઇ પળ્યો, વાપી કૂપ ખોળી સૌ વળ્યો;
અંતે ક્ષિપ્રાકોતર થકી, શેઠસુત શબ જડિયું નકી. ૭૫
શકવાળા સપડાવ્યા ઘણા, મોકમ માર દિધો નવ મણા;
ત્યારે નટવરપર શક ગયો, હાજર એહ નથી અહિં થયો. ૭૬
કરિ તપાસ તેની પછી ઘણી, ભાળ લાધિ નવ લવ* તેતણી;
દોડાવ્યા ચહુદિશ અસ્વાર, જેહ પકડવે ન કરે વાર. ૭૭
પશ્ચિમ દિશ પંદર કોશથી, પકડયો પાપી ઉડયા હોશથી;
મુદ્દાસાથ મળ્યો મહાક્રૂર, ઘટ પાપે ભરિયો ભરપૂર. ૭૮
બાંધિ બેડી જડિ હાથ જરૂર, આણ્યો પ્હો ફાટયે નિજ પૂર;
કોટવાળોને કબજે પડયો, મોઢે હાથ દઇને રડયો. ૭૯
લટકાવ્યો ઊંચે મસ્તકે, અવળા કર બાંધી તે તકે;
આપ્યો અદકો એને ત્રાસ, ત્યારે પાપ કર્યુંજ પ્રકાશ. ૮૦
ન્યાયાધીશે કીધો ન્યાય, નટવરનો ન્યાળી અન્યાય;
બારવર્ષનો કેદી કર્યો, જો કે શૂળી ચાલક ઠર્યો; ૮૧

* જરાપણ.

વિપ્ર જાણિ વપુદંડ ન દીધ; ન્યાયશાસ્ત્રથી ન્યાયજ કીધ:
આ અવસર સરસ્વતી સ્થિતિ સ્પષ્ટ, વર્ણી ન જાય કહું શું કષ્ટ! ૮૨

કંથ કેદ પડિયો જે વાર, મળ્યા આતમરણ સમાચાર;
એથી થઈ અબળા અતિ રાંક, આવિ રહ્યો દુખનો અતિ આંક ૮૩

## માલિની વૃત.

વરસ દિવસ વીત્યો દુઃખમાં કામનીને;
દિવસ વરસરૂપે, શાર્યો તે શામનીને;
મરણ દુખદ એવે, સ્વામીનું ખંધીશાળે,
સુણ્યું સરસ્વતીયે ત્યાં, હાથ ઠોકયા કપાળે. ૮૪

"અરર અખિલ ત્રાતા, દૈવ હા! શું કીધું!
ધડ પ્રભુ મુજ રાખી, શીર તેં આજ લીધું!
પતિ વિણુ ધિક જીવ્યું, આશ ને ઓથ કોની
નવ રહિ, જગત્રાતા, તું જરા આમ જોની! ૮૫

કુટિલ વ્યસની પાપી, કંથ જો કે ગણાતો,
પણ પતિ ગતિદાતા,+ શાસ્ત્રથી એ ભણાતો;
હતી ઉર અભિલાષા કો દિને ઠીક થાવા,
પતી રહિ પતિ જાતે, ધાય છે ધામ ખાવા!" ૮૬

રુદન કરતિ રામા આમ ત્યાં વાર વાર,
"પિયુ પતિ પ્રિય મારા, હા!" કરીને પુકાર;

---

+ મોક્ષ. (સ્ત્રીને પતિની સેવનાથીજ સ્વર્ગ પ્રાપ્તિ થાય છે
જેમ આર્યોનાં ધર્મ પુસ્તકોમાં લખેલું છે.)

પ્રતિત્ર પતિ થવાથી નાતના કે સમાજે,
નવ ઘર× જરિ ઝીલી, રે! તે જગાએ! ૮૫
તવ સરસ્વતી પોતે ત્યાં ગઇ દેનકું દેવા,
કરિ શબવિધિ વારૂ ઉચ્ચરી "દેવદેવા!
મુજ તણી કરણી જો, હોય સારી દયાળુ,
પતિ શુભ ગતિ પામો! મોક્ષ દેજો મયાળુ" ૮૬
પતિ સહ સતી થાવા શૂર વ્યાપ્યું સતીને,
પણ અટકિ વિચારી શુદ્ધ રાખી મતિને;
શિશુવય પરણ્યાની હાનિ જાતે જણાવા,
જીવતી રહી જુવતી, બાપડો તે બણાવા. ૮૭

સરસ્વતીના શુભ ચરિતની, વાત થઇ વિખ્યાત;
ગુરુ માની બહુ બાળીએ, માની બહુએ માત. ૯
મોટાં છોટાં સ્ત્રી પુરુષ, પૂજ્ય ભાવ ધરિ પૂર,
સરસ્વતીને તેડે નમે નિરખી એમાં નૂર. ૧૦
મળવા લાગી એથિ બહુ અન્ન વસ્ત્રની ભેટ;
ચતુરા કંઇ રહિ પાસ શુભ, કરવા કોડે વેઠ. ૧૧
નાણું પણ ના કહેતાં, આવી મળે હમેશ;
રાખે રાજી રાખતાં, લોભ ન જેને લેશ. ૧૨
વિત મળતાં વીતરાગિની, છાંડે નહિ છત જોઇ;
દાન ધર્મ અતિ આદરે, પ્રીતે પ્રભુ ચિત પ્રોઇ. ૧૩
ચાર વર્ષ ચતુરા રહી, જીવનમાં આ રીત;
વળતી આગળ વાધવા, કર્યો વિચાર પ્રવીન. ૧૪
તીર્થો ફરવા તારુણી, જણાવી આપ વિચાર,
વિશુદ્ધ વિધવા ચાર લઇ, થઇ સત્વર તૈયાર. ૧૫
નિજ ચોકીને કારણે, પવિત્ર પાળા પાંચ,
રાખ્યા નિજ સેવક સમા, નાવે કોની આંચ. ૧૬
ગાડીમાં ઉપયુક્ત* ભરિ, સામગ્રી સૌ માટ;
પગ પાળે પોતે પળી, વિકટ પથની વાટ. ૧૭
મૂળ વિચાર પ્રચાર શુભ, કરવા નિશ્ચય કીધ;
રાજધાની ધારા તણો રસ્તો પ્રથમે લીધ. ૧૮
પ્રવાસ કરતી પંડની, ધારામાં સુખધામ;
આવી શાળા ધર્મની, મધ્યે કર્યો મુકામ. ૧૯

* ખપની—ઉપયોગની.

સરસ્વતીએ દિન સાતમાં, નિજ વાણીમહિમાય
જાણ્યો ભાષણ કીર્તને, માનવ ત્યાં નવ માય. ૨૦
ભોજ સુધી ભાષણ તણી થઇ પ્રશંસા પૂર;
અધિપતિ અભિલાષા ધરી, નિરખ્યું ત્યાં જઇ નૂર. ૨૧
પ્રસન્ન ભાષણથી થઈ, ભૂપતિ ઉચર્યો આપ;
"માગો કંઇ મુજ પાસથી, પવિત્ર બાઈ આપ." ૨૨
ઉચરી સતી "ભૂપતિ અહો! ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ;
રાખો રૂડી રીતથી, સત્ય ધર્મ સંભાળ. ૨૩
ભાષણ આપ સભા વિષે, માગું ભાખવા આપ;
સૌ જનને સુખદાયી શુભ, પ્રગટ કરીશ હું પાપ." ૨૪
પુરપતિ પ્રસન્ન થઇ વદ્યો, "ભલે બાઇ સુખરૂપ,
ભાખો ભાષણ ભાવથી, એ દિન ગણિશ અનુપ. ૨૫
ભરૂં સભા અતિ ભવ્ય હું, આમંત્રી વિદ્વાન,
મંત્રી, સદ્ગૃહસ્થો તથા તેડી બહુ ગુણવાન." ૨૬
એમ વદી વસુધાપતિ, ઊઠયો ત્યાંથી આપ;
દિન બીજે સુંદર સભા ભરિ ઝટ મોટે માપ. ૨૭
સરસ્વતી સન્માનથી તેડી અધિપે ત્યાંહિ;
નવરત્નો નૃપ ભોજનાં, ઝળકે છે શુભ જ્યાંહિ. ૨૮
આપ્યું આસન આદરે, અવનીપતિએ તર્ત;
ભાષણ ભામા ઊચરી, સભા સમીપ કરિ સર્ત. ૨૯

## ॥ પ્રબોધપંચાવની. ॥

### રાગ વેળાસર.

ભોજ ભૂપતિ સુણો ભાવથી, ભાષણ આજ મારૂં;
સુણ સભાસદ પંડિતો, સુણતાં હું ઉચ્ચારૂં. ભોજ. ટેક.

માળવના મહીપતિ અહો, વિદ્યાના વિનોદી,
પંડિત જનના પારખુ, પ્રજાહિતના§ પ્રમોદી. ભોજ. ૧
ખ્યાત ખરેખરી આપની, નવ ખંડે પ્રકાશી;
કીર્તિ કળા કવિ કોવિદે, વખાણીને વિકાશી. ભોજ. ૨
સ્વર્ગ સમું સુખ ભોગવે, પ્રજા આપ અમલમાં;
ન્યૂન નહિ કો વાતની, ખોટ છે જન ખળમાં. ભોજ. ૩
માગ્યા મેં વરસે સદા, માળવે મન માન્યા;
તે પુણ્ય અધિપતિ આપને, મઘવેંદ્રે પણ માન્યા. ભોજ. ૪
પણ અહો અવનીશ્વર ભલા, અમૃતમાં વિષ ભળિયું,
તે પંડિત ને આપથી, હજી જાય ન કળિયું. ભોજ. ૫
એ વિષથી વસુધાપને ! પ્રજા માત્ર પીડાય;
પ્રતિદિન બળિ ક્ષય પામતી, પણ ઉપાય ન થાય. ભોજ. ૬
જેની ઝેરી અસરે કરી, ક્લેશ કારમો વ્યાપ્યો;
દવ બળતો ભવ થઇ પડ્યો, સૃષ્ટિકર્તાએ શાપ્યો. ભોજ. ૭
મીઠું વિષ મહાનિષ્ટ એ, લાગે તરતજ સારૂં;
પણ પછીથી પગ દે નહિ—ઠરવા થઇ ખારૂં. ભોજ. ૮
નિર્વીર્ય નબળી સૃષ્ટિને, એ હળાહળે× કીધી;
વત્સ ફળિત શુભ વંશની, વંઝા બહુ કીધી ! ભોજ. ૯
પાપ અનીતિ અમાપનું, કાળકૂટ† એ કારી;
બચિ નવ શકિયાં એકથી, જંબુદ્વીપ નરનારી. ભોજ. ૧૦

§ ઇંદ્ર. (મઘવા—ઇંદ્ર,) × સખત ઝેર. † જે માત્ર મહાદેવેજ
રંગ્યું હતું, તે કોઇથી સહન થઇ ન શકે એવું વિષ છે, એમ
રાણમાં લખેલું છે. તાત્પર્ય ઘણુંજ આકરૂં વિષ.

એ વિષ બાળ વિવાહનું, જાણજો જનપાળ;
પ્રસર્યું છે પ્રાંત તમામમાં વ્યાપતાં કળિકાળ. ભોજ. ૧૧
પણ અહો પુણ્યપવિત્ર શુભ, પરમાર પ્રજેશ!
તમ રાજ્યે તમ* કળિતણું, વ્યાપિયું નથિ લેશ. ભોજ. ૧૨
તો વિષ આ કયી દીશથી, આવિ અત્ર ભરાયું!
પંડિત પ્રભ કરરૂપથી,× દૂર કયમ ન કરાયું? ભોજ. ૧૩
અધિપતિ એ વિષને વિષે, કળિ ક્રૂર રહ્યો છે;
જેણે નિજ જ્વાળે કરી, દેશ સર્વ દહ્યો છે. ભોજ. ૧૪
બાળલગ્નની ચાલમાં, કળિની રહિ કાયા;
જેમ મનુષ્ય કાયા થકી, અળગિ ન રહે છાયા. ભોજ. ૧૫
કળિ ભીંળવમાં ઘાલિયો, બાળલગ્ન ભૂરે;
ખબર ન તેની રાખી જરા; પંડિતજન પૂરે. ભોજ. ૧૬
રેરે શું કહું આપને, ઢંગ ઠીક ન ધરિયા;
પંડિત પાખંડી થઇ, એહને અનુસરિયા! ભોજ. ૧૭
મનુધારો§ નવ માનતાં, અંગિરાનો† અંગાર‡
પાટા આંખે પૂરા ધરી, કરિયોજ સ્વીકાર. ભોજ. ૧૮

---

* અંધારૂં. × સૂર્ય.-(સૂર્યરૂપ વિદ્વાનો છતાં અજ્ઞાનનું અંધારૂં શાંપેરે આવવા પામ્યું! તેમનાથી બાળલગ્નના અજ્ઞાનનો અટકાવ કેમ ન થયોજ?).

§ ॥ त्रिंशद्वर्षो वहेत् कन्यां हृद्यां द्वादशवार्षिकीं ।
त्र्यष्टवर्षोऽष्टवर्षां वा धर्मे सीदति सत्वरः ॥ ९. ९४॥

† अंगिरा ॥ अष्टवर्षा भवेद्गौरी नववर्षा तु रोहिणी ।

મનુએ કન્યા બાર વર્ષની, ત્રીશ વર્ષના સાથે
પુરુષે પસંદકરી કહી, વરવા નિજ હાથે. બોજ. ૧૯
અંગિરાએ દશ વર્ષની, હદ કન્યાનિ બાંધી;
વરની વાત ગળી ગયા, એથી થઇ આંધી! બોજ; ૨૦
એ આંધીમાં અધિપતે, વરત્યો ન વિવેક;
ગુણ કે દોષ દેખ્યા વિના વાળી હદ છેક. બોજ, ૨૧
પાંચ વરસના પુત્રનાં, સાત વર્ષનીં સાથે
લગ્ન થવા લાગ્યાં અહીં, બોળવા ભવ હાથે! બોજ. ૨૨
અથવા ચાર વરસનીંનાં, ચાળીશ વય વરથી
લગ્ન થતાં લેખ્યાં ઘણાં, ભૂસ્યો ભવ ઘરથી!! બોજ. ૨૩
જુગતે જોડું જો કદી, વરકન્યાનું ન્હાનું
મેળવે બહુ તોપણ અરે, મારું મસ માનું. બોજ. ૨૪
નીવડશે નર કેહવો, તેમજ એ તરુણી?
શિશુની સમજણ ના પડે; એકાં જે પરણી. બોજ. ૨૫
એથી મેળ મળે નહિ, મોટપણે વારૂ;
બહુ રીતે દુખ ભોગવે, જોડું તે ગિયારૂં. બોજ. ૨૬
વર નરસો નિવડે અરે, પામે દુખ નારી;
નબળી સ્ત્રી નિપજ્યા થકી, નર જાયજ હારી. બોજ. ૨૭

---

दशमे कन्यका मोक्ता, अत ऊर्ध्वं रजस्वला ॥ १ ॥
तस्मात् संवत्सरे प्राप्ते दशमे कन्यका बुधैः ।
प्रदातव्या प्रयत्नेन, न दोषः कालदोषतः ॥ २ ॥

‡ અંગારા જેવો અંગિરાનો ધારો. (સ્મૃતિ.)

વળિ ન્હાનાં પરણેલાંનું, જોડું જોખમ કારી,–
છે ઘાત, પાત, રોગાદિએ વેષ્ટિત હો વિચારી. ભોજ. ૨૮
પરણેલું સાતજ વર્ષનું, વરકન્યાનું જોડું;
નકામું નવ વર્ષો સુધી, જાણજો કડું ચોડું. ભોજ. ૨૯
એ સંધિમાં અનિષ્ટના, સંભવ છે ઝાઝા;
સુખ તેમાં નવ સાંપડે, વાગે ઘા તાજા. ભોજ. ૩૦
કન્યા કંઇ પાંચ વર્ષની, ચોરીમાં રંડાણી;
વરને બળિયા નીસરે, મોંકણ મંડાણી! ભોજ. ૩૧
ઘાત ઘરેણાં માટથી થાતાં વર ન્હાનાં
મૂઆ તળાવ તરવા જતાં, એ બનાવ ન છાના. ભોજ. ૩૨
બાળપણે પરણ્યા થકી, વિધવા બહુ બાળા
થઇ લ્હાવ કંઇ નવ લઇ શકી, લીધા દુઃખ-લાળા! ભોજ. ૩૩
પતિનું મુખ પેખ્યા વિના, બાળી બહુ રાંડી;
પ્રીતની રીત સમજ્યા પ્રથમ, છળિલી કંઇ છાંડી! ભોજ. ૩૪
ન્હાનાં જોડાથી નીપજે, નબળાં બહુ બાળ;
તે શું પરાક્રમ કરિ શકે? નીપજે કંગાળ. ભોજ. ૩૫
આયુષ્ય બળ ઓછું થવા, રીત એ છેજ ભૂંડી;
નર દુઃખ-દરિયામાં ડૂબે, ગમ ન પડે રૂડી. ભોજ. ૩૬
યુવક પુરુષ થઇ પરણવું, કહ્યું છે મનુસ્મૃતિએ;
ઉદ્ધરી ગંગા આ વહી, માની ઊંચી મતિએ. ભોજ. ૩૭
પતિમર્યાદાસેવના,† ધર્મશાસન+ પુત્રી

---

† अज्ञातपातिमर्यादामज्ञातपतिसेवनाम् ।
नोद्वाहयेत् पिता बालामज्ञातधर्मशासनाम् ॥

સમજેથી પરણાવવી, રહિ નહિ દીર્ઘસૂત્રી.* ભોજ. ૩૮
પ્રૌઢાx થઇ પાર્વતી અહો, શિવ સાથે વરિયાં;
પ્રેમ નેમ સમજી સીતા, રામને અનુસરિયાં. ભોજ. ૩૯
દમયંતીને દ્રૌપદી, પાકાં થઇ પરણ્યાં;
વિવાહચરિત્ર જેનાં રુડાં, કવિઓએ વરણ્યાં. ભોજ. ૪૦
બાલ સ્વયંવરનો રૂડો—ચાલતો અટકાવી,
રે! કોણે પાછળ થકી, સૃષ્ટિ ભટકાવી! ભોજ. ૪૧
કન્યાની† સ્મૃતિકારથી, હદ ન્હાની કરાઇ;
પણ વરની તેવી થવા, વાઇ ક્યાંથી ભરાઇ? ભોજ. ૪૨
ન્હાના તે વરની નારને, સાસુ નણંદ સંતાપે;
કુમળી કાચી વયનીને, કામ કઠિનજ આપે. ભોજ. ૪૩
પવિત્ર પ્રેમની ગાંઠ જે, લગ્નપૂર્વે ગણાતું
સ્વેચ્છાથી વરકન્યાનું અહિં, લગ્ન થાતું ભણાતું. ભોજ. ૪૪
ધર્મ ને દાનની પંક્તિમાં, એ ગણાયો જ્યારે,
ત્યારથી બાળવિવાહનો, પેઠોજ કુધારો. ભોજ. ૪૫
કન્યાના દાનની લાલચે, પુણ્ય ઝટપટ લેવા,
ખટપટ ઝટ પરણાવવા, કીધી દુખ દેવા. ભોજ. ૪૬
સ્વાર્થ આગે શિશુ-સુખનો, નથિ કરતાં વિચાર;
અનિષ્ટ નીપજેથી અરે, ઠાલી કરતાં પોકાર. ભોજ. ૪૭
લ્હાવો લેવાની લાલચે, લાલ લઘુવય કેરા
પરણાવી પશ્ચાત્તાપમાં—નાંખે દુઃખ ઘેર્યાં! ભોજ ૪૮

---

* આળસુ. x સંપૂર્ણ જુવાન થયલી—પ્રેમ નિયમ સમજનારી.
† કન્યાના વયની. (વયનો અધ્યાહારછે.)

દ્વિજાતિ† જેમાં થાય નહિ, લગ્ન ફરિ લગ્નનાનું,
તેમાં ટીખળ આ‡ વધી, પડયું, દુખકર મનમાન્યું. ભોજ. ૪૯
એથી હે અવનીપતે! ઊચ્ચ વર્ણની નારી
બાળરાંડ બહુ થઇ પડી, વંશ નહિ વધનારી! ભોજ. ૫૦
સ્વામીનું સુખ દીઠા વિના, રાંડિ જે અસ્ત્ર બાળી,
વિધવાવ્રત અતિ આકરૂં, કહો ક્યમ શકે પાળી? ભોજ. ૫૧
જોબન નવ છુતી શકે, ફંદ ખોટે ફસીને,
છાનાં કુકર્મ કરે ઘણું, વસ્તીમાં વસીને. ભોજ. ૫૨
એથી બાળહત્યા બહુ, ભૃણહત્યા§ અપાર,
સ્ત્રીહત્યા છાની ઘણી-થાય છે વારવાર. ભોજ. ૫૩
પાપ આ મોટું દેશમાં, વિસ્તર્યુ છે વિશેષ;
અધિપતિ-શિર રાજા પાપનો, ભાગ આવે હમેશ. ભોજ. ૫૪
માટે હો ધારાધીશ્વરા! ધારો બાળવિવાનો,
અટકાવિ પ્રસરાવો ભલો, પ્રેમ પીયૂષ પિવાનો. ભોજ." ૫૫-૮

છપ્પા.

પદ્મનીએ દિન પાંચ, બોધ શુભ બાળવિવાનો
"ભોજ-સભામાં ભણ્યો, રહ્યો નહિ કોથી છાનો;
અધિપતિને બહુ અસર, એહથી થઇ મનમાની;
બાળલગ્ન અટકાવ-વાત મહીપતિ-મનમાની;
પંડિતને પૂછિ પ્રબંધ શુભ, લગ્ન વિષે રચવા લહ્યો;
ચટપટ ધારો દૃઢ બાંધવા, ચતુર ભૂપ ચિતમાં ચહ્યો. ૯

† બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, આદિ ઊચ્ચવર્ણ જેમાં ઉપવીત દેવામાં આવે છે તે જાતિ. ‡ બાળલગ્નનું. § ગર્ભહત્યા.

સરસ્વતીનું સન્માન કરી ભવને નિજ તેડી;
આપી આદરમાન; વાત આ રીતે છેડી;
"છો કુણ બાઇ આપ? દેવી જેવાં દીસો છો!
સરસ્વતીનુંજ સ્વરૂપ, હૃદયે સૌનાં હીસો છો!
ઉદ્દેશ સુ બાળવિવાહનો, અટકાવા ક્યાંથી હવો?
નારી મેં બહુ નિરખી નયન, આપ ન્યાય ન્યાળ્યો નવો" ૮૬

ચતુરા તવ ઉચરી, "ભૂપ ભાવિક હે ભોજ!
નથિ કથવામાં સાર, નથી બહુ મારો ઓજ;
શુણિને થશે વિષાદ, સ્વાદ એમાં નથી સારો;
પણ તું પિતા સમાન, બાપ માતુંછું મા ।।
માટે એકાંતે આપને, ઓળખ આથી ઉચરૂં;
સમજી જાજો નૃપ સારમાં, અધિક અમો નહિ ઉચરૂં. ૮૭

જૂના દાનાધ્યક્ષ, આપના જે વિશ્વાસુ,
પુત્રી હું તેમની, મંદભાગિની રે કહું શું?
ઉત્તર વયનાં બાળ, પુત્રી હું, ને મુજ બાઇ,
શિશુવયમાં જેમની, કરી કોડેજ સગાઇ,
પરણાવ્યાં તેથી ઉભયનો, સ્વાર્થ અરે કંઇ ન સર્યો;
વિપતી સહિ હું વિધવા થઇ, ભ્રાત અરે ભવ નવે તર્યો ।।૮૮

બગડ્યું બહુ બાપનું, આપનું* ત્યમ મેં વેઠ્યું;
જગનાં બનતું બહુ, પ્રગટ દુખ મેં ચિત પ્રેર્યું;

* મારૂં પોતાનું

એથિ સહગમન§ દુ:ખ, કરિ ન શકિ સ્વામી સાથે,
પાપ દુ:ખ આ દૂર કરાવા શુભ નૃપ હાથે–
વિધવ મેં પ્રૌઢા પુણ્યનો, અધિપતિ હોંશે આદર્યો;
કરવા મંગળ પગ પ્રથમ મેં, કોડે ધારામાં ધર્યો !" ૮
દુહિતા દાનાધ્યક્ષ તણી જાણી બહુ શાણી,
નરપતિ અતિ મતિશુદ્ધ, પ્રેમ હૈયામાં આણી,
વદ્યો વહાલ ધરિ આમ, "નાથ શું સરસ્વતી તારૂં !
કહું તે કર એક કામ, માની આ વેણુજ મારૂં;
આપું વેતન× શુભ વહાલથી, વસવા મંદિર ફાવતું;
રહિ અત્ર ભજે અવિનાશીને, દાન પુણ્ય કર ભાવતું. ૯
તુજ ગમતું હું કરિશ, શોચના તજ તું તેની,
અથડાવાનો સમય, હાલ+ નથિ બહુધા એની !
સંધિવિગ્રહકર્તા થકી, સાધના સાધિશ સારી;
વિદ્વાનો મોકલી, વાત પ્રસરાવિશ તારી.
માટે હો બેની અત્ર તું વસિ સાધન‡ સૌ મર્જી સકી;

§ સ્વામી પાછળ સતી થવું તે. (બાળવિવાહથી થતું પાપ દુ:ખ સારા રાજાથી દૂર જાતે કરાવવા, સ્વામી પાછળ સતી ન થતાં જીવતી રહી, એમાં સતી થવા કરતાં એ માર્ગ મોટા પુણ્યનો ગણેલો છે.) × જીવિકા–વર્ષાશન. + એ વખતમાં મહમદ ગિઝનવીની સ્વારીઓ હિંદુસ્તાન ઉપર થતી હતી–ક્ષત્રી રાજાઓ માંહોમાંહે લઢી મરતા. તેમનામાં સંપ નહોતો, તેથી એ સમય અનુકૂળ નહોતો. † એલચી–વકીલ. (ભોજે કહ્યું–બીજાં રાજ્યોમાં એલચીઓ મોકલી બંદોબસ્ત થાય તેમ કરીશ, તેમજ વિદ્વાનો મોકલી એ વાતની અસર ઉપજે તેમ કરીશ.) ‡ મોક્ષનું સાધન.

જોખમ છે જુવતીને ઘણું, પ્રવાસ કરવામાં અહીં." ૯૧
સમજાવી બહુ કરી, સુખદ લાલચ બહુ કહિને,
માન્યું મન નહિ જરા, વદી વનિતા દૃઢ રહિને;
"નથિ સુખનો અભિલાષ, ધામ ધનને નવ ઇચ્છું,
પતિ જાતાં ભય હવે, પૃથ્વી પડમાં નવ પીછું;
ઉદ્દેશ પાર શુભ પાડવા, ફરવું તીર્થ મન આદર્યું!
રે 'એકપંથ દો કાજ' મેં કરવા નિશ્ચય છે કર્યું. ૯૨
જો મમતા મમ હોય, મહીપ મુજપર મનમાની,
તો તજિ આ સૌ વાત, વિનતી મારી ઉર માની;
આપો મુજને સહાય, અટન નિર્વિઘ્ને કરવા;
મુજ ભ્રાત તણા બાળ, પાળજો ગુણિગુલ ગરવા;
એથી વિશેષ નથિ જોઇતું, ધર્મશીલ ધારાધણી!
સમજજો થોડામાં ઘણું, તાત વાત શું કહું ઘણી?" ૯૩

મહીપતિ મન મોહિત કર્યું, અસર બહુ ઉપજાવિ,
સાંભર* ફરિને સરસ્વતી, ચિત્રકૂટ× પછિ આવિ. ૯૮
કનોજ•કાશીમાં કર્યું—ભાષણ મૃદુ મહિલાય;
બાળવિવાહની બહુ વિધે, લલના દાખી લહાય. ૯૯
રાજસ્થાન તમામમાં, ચર્ચી ચતુરા વાત;
સૌ ભૂપે ભૂંડું ગણ્યું, બાળલગ્ન દુ મદાત, ૧૦૦
બોજે પૂરા ભાવથી, શુભ ધારો સાક્ષાત
રચવા આપે આદર્યો, પણ અનિષ્ટ બનિ વાત. ૧૦૧
અકસ્માત અવનીપતિ, અમરલોક એ વાર
ગયો અનિત્ય જગતથકી, રહ્યા ઉરે ઉદ્દગાર ! ૧૦૨
ક્ષત્રી ભૂપો પરસ્પર, કરી સ્પર્ધા+ હદપાર,..
લડિ લડિને લૂલા થતાં, મ્લેચ્છ થતા અસવાર. ૧૦૩
એથી જોકે વાત આ, બાળલગ્નની કેડ...
ખૂંચી સૌ રાજા હૃદય, પણ ગણિ મનથી વેઠ. ૧૦૪
કંઇક ધારો બાંધવા નિશ્ચય મનથી કીધ;
ઉપદ્રવો આવી પડે, કામ થયું નહિ સિદ્ધ. ૧૦૫
અંધાધુંધી એ પછી, વ્યાલી દેશ અપાર;
યવનોને ઉપદ્રવે, થઇ ન શક્યો સુવિચાર. ૧૦૬
વાત વીજળીરૂપમાં ઝબકી ઝટ થઇ બંધ;
સૈકા સંચ વીતો પછી, મળિયો સુખકર સંધ. ૧૦૭
અકબરશાહે આદરે, કરી ખચિત શુભ ખોજ;
બાળવિવા અટકાવવા, જન્મ્યો જાણે ભોજ ! ૧૦૮

---

* અજમેર × ચિતોડ + હરીફાઇ, અદેખાઇ.

થકવ્યો ધારો ચિત્ત દઇ, હિતકારક નિર્ધાર;
પાદશાહ પડતે પછી, ટક્યો ન તે બહુ વાર. ૧૦૯
કારણ કે એ પછિ થયા, સ્વાર્થી સહુ સુલતાન;
આર્યોના કટ્ટા અરિ, તુચ્છ તેમનું તાન. ૧૧૦
ત્રીજે સૈકે ત્યાર પછિ, શાંત સમયમાં આજ,
દિગ્વિજયી વિક્ટોરિયા કેરે સુખદ સુરાજ, ૧૧૧
ચર્ચા બાળવિવાહની-થવા લાગિ બહુ ઠીક;
દેશ શુભેચ્છુ સજ્જનો કરે પ્રયાસ અધિક. ૧૧૨
ચાલ દુખદ અટકાવવા, પારશિ ભારતમિત્ર,
બહેરામજી* મલબારીએ, દર્શાવી દુખ ચિત્ર, ૧૧૩
સહાય માગિ સરકારની, કર્યો ભગીરથ યત્ન;
ઉત્તેજન એ વાતમાં, આપ્યું આર્ય નરરત્ન. ૧૧૪
પણ શુભ હેતુ પાર નથિ-પડયો હજી લવલેશ,
વર્ત્તમાનપત્રે થઇ, ચર્ચા જેનિ વિશેષ. ૧૧૫

## હરિગીત છંદ.

સરકાર આ અંગ્રેજનો, સિદ્ધાંત પાકો ભાળવો.
વ્યવહાર ધર્મ પ્રજાતણામાં, હાથ નવ કદિ ઘાલવો;

* બહેરામજી મહેરવાનજી મલબારીએ બાળવિવાહના સંબંધમાં લખાણ દ્વારે મોટી ચર્ચા ઊભી કરી સરકારની સહાય માગેલી, જેથી સરકારે આ દેશના વિદ્વાનોનાં એ વિષેનાં મતનો સંગ્રહ કર્યો છે.—એ વાતમાં આ દેશના વિદ્વાનોએ સારો મત આપ્યોછે, જેનું એક પુસ્તક સરકારે છપાવી બહાર પાડયું છે, ને શું કરવું એ વિષે વિચાર ચાલે છે.

રાજાતણો છે ધર્મ, પરથી થાતિ પીડા ટાળવી,
રાખી સમાધાની સદા, રૈયત સકળ સંભાળવી;
પણ આપ ઘર હાથે પ્રજાએ, રાય તેને શું કરે!
આ ન્યાયે હો મુજ દેશીઓ, જોતાં સ્પષ્ટ છે એવો ખરે! ૧૧૭
વળિ રાયથી સ્થાયી સુધારો પ્રજાનો થાતો નથી,
નથિ સ્થાયી રાજા સર્વદા, એકજ અહો શું કહું કથી?
એકનો ધારો અન્ય ઉલટાવે અમલ નિજ જામતાં,
માટે મહીપતિ મદદથી, નથિ સ્થાયી સુખ જન પામતાં. ૧૧૮
જે જે સુધારા કે કુધારા, પ્રજાના વ્યવહારમાં
પ્રસર્યા છ તેહ પ્રજાથિ બનિયા છે સકળ સંસારમાં;
શાસ્ત્રોથિ રૂઢિ છે ચઢી, દેખાય આ દુનિયા મહીં,
માટે સુધારો સઘ, પોતાનો કરો પોતે અહીં. ૧૧૯
સરસ્વતી અને ગુણવંતનું આખ્યાન આ શુભ સ્નેહથી,
મળ ધોઈ મનનો દેશી મારા, તજી આળસ દેહથી,
ચટ ચાલ બાળલગનતણો, અટકાવશો આગળ પડી,
ઉત્કર્ષ થાશે દેશનો, ઝટ દેખશો સુખની ઘડી. ૧૨૦
+ગુણ[૩] મુક્તિ[૪] ભક્તિ[૯] ભૂમિ[૧] સંવત, વિક્રમાર્ક તણો ભલો,
આષાઢ દશમી કૃષ્ણ ભૃગુવાસર ભલો આવી ભળ્યો;
તે દિવસે પૂરી પ્રેમ ધરી રચના, પૂર્ણ કરિ જ કથાતણી,
દ્વિજ સુત ગણપતરામ, બાકે નામ પ્રભુ કેરૂં ભણી. ૧૨૧

---

+ સંવત ૧૯૪૩, આષાઢ વદ ૧૦ ને શુક્રવાર.